॥ ઓ૩મ્ ॥



## આર્યસમાજના મુખ્ય દશ નિયમો.

(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ, વિદ્યાથી જાણવામાં આવે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

(૨) ઇશ્વર સચ્ચિદાનંદરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર સર્વેશ્વર, સર્વવ્યાપક, અન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર અને સૃષ્ટિ કર્તા છે, માટે એનીજ પ્રાર્થના કરવી યોગ્ય છે.

(૩) વેદ સર્વ વિદ્યાઓનું પુસ્તક છે, વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ

(૪) સત્યનું ગ્રહણ કરવા અને અસત્યનું ગ્રહણ ન કરવામાં સર્વદા ઉદ્યત રહેવું.

(૫) સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં.

(૬) સંસારનો ઉપકાર કરવો એ આ સભા—સમાજનો મુખ્ય ઉદ્દેશ છે; અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી.

(૭) સર્વ સાથે પ્રીતિપૂર્વક—ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

(૯) પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ રહેવું ન જોઇએ, પરંતુ સર્વની ઉન્નતિમાંજ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પ્રત્યેક હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

ओ३म्.

# તર્ક ઇસ્લામ.



ઉપસ્થિત સભ્યગણુ ! હું આપને હાર્દિક ધન્યવાદ આપું છું કે આપમાંથી કેટલાક મહાશયોએ તો આ ગ્રીષ્મ ઋતુમાં સખત તાપ સહન કરીને આ નગરમાંથી તેમ બહાર ગામથી આવીને આ ઉત્સવને સુશોભિત કર્યો છે.

આ સામાન્ય ધન્યવાદની માફક હું સમસ્ત આર્યસમાજ તેમાં વિશેષતયા ગુજરાનવાલા આર્યસમાજને ધન્યવાદ આપું છું. તથા આનંદ ઉલ્લાસ આચ્છાદિત કરૂં છું, કે તે આજ એક શ્રેષ્ઠ કાર્ય કરવાને માટે તૈયાર થઈ છે, અને આસપાસના વિપક્ષીઓના વિરોધની કિંચિત્ પરવા રાખ્યા સિવાય એક જન્મના મુસલમાનને પોતાની સાથે મિલાવી રહી છે!

આર્યસમાજ ગુજરાનવાલાને હું ફરીથી ધન્યવાદ આપતાં કહું છું કે, તેણે આ કાર્યમાં અસીમ દઢતા બતાવી છે. યદ્યપિ વિપક્ષીઓની તરફથી આ. સ. ગુજરાનવાલાની પાસે અનેક પત્રો આવતા રહ્યા હતા કે "તે યવનતો આસ્તિનકા સાપ હૈ" તેનાથી સાવધાન રહજો. તેતો કપટી તથા વિશ્વાસઘાતી છે. તેના ફંદામાં ફસાઈ જશો નહિ. તે તો મુંસલમાનોની તરફથી ભેદ લેવાને માટે તમારી પાસે આવ્યો છે. પરંતુ મને જણાવતાં આનંદ થાય છે કે તેમનો સાહસ અસંત પ્રશંસનીય છે, અને તેમની સામે ઉપર પ્રમાણે અસંબદ્ધ મિથ્યા પ્રલાપ કરનારાઓનું તેમણે કંઇ નહિ સાંભળતાં આ કાર્યને પૂર્ણ રીતે આખર સુધી પહોંચાડવાની તત્પરતા બતાવી! હા જેમ આ. સ. ના સભાસદોને આ પ્રમાણે અસંતુષ્ટ કરવાં પ્રયત્નો

કર્યાં, તેમ મને પણ ઘણા મુંસલમાનોએ આ. સ. ની તરફ અસંતુષ્ટ કરવામાં બાકી રાખ્યો નથી. કોઈ મુંસલમાન નિયોગનો વિવાદ સમ્મિલિત કરવા લાગ્યા, કોઈ આવાગમન ( પુનર્જન્મ ) નો વિષય પ્રવિષ્ટ કરવા લાગ્યા, તથા બીજી ઘણી વાતો સંભળાવવા લાગ્યા. આ પ્રમાણે જેટલાં બની શકયાં તેટલાં લખાણો દ્વારા મારા પગોને કંપાયમાન કરવાના પ્રયત્નો કર્યાં. પરંતુ તે સત્યથી બહિર્મુખભાઈઓને તે માલુમ નહિ હતું કે, જ્યારે કોઇના હૃદય ઉપર સત્યતાની છાપ પડે છે, ત્યાર પછી તે અસંગત પ્રલાપ, તથા આસપાસના લોકોના બડબડાટ–વિરોધથી દબાઈ જતો નથી. તેને નથી લેખો દબાવી શકતા, નથી વાદવિવાદ દબાવી શકતો તેજ પ્રમાણે ધમકી, ડર, તલવાર, કૃપાણ, લોભ–લાલચ આદિ કોઇચીજ તેને સત્યથી બહિર્મુખ કરી શકતી નથી. સત્યતા શીરની સાથે જાય છે! શરીરનું છેદન કરવામાં આવે, તોપણ હું તે સત્ય વિશ્વાસના ચિન્હોનું છેદન કરી શકવાનો નથી! અતએવ આ ઘણા ધન્યવાદનું સ્થળ છે, કે જ્યાં આપણે સર્વ નિર્વિઘ્નરૂપથી એક મિત્ર થઈને આ શ્રેષ્ઠ સંસ્કારને પૂર્ણ કરી રહ્યા છીએ! જે વસ્તુ કેવલ સત્યતા ઉપર નિર્ભર છે, જેની અંદર કોઈ પ્રકારનો લોભ નથી, નથી ડર, નથી ઉશ્કેરણીપણું નથી તલવારનું રાક્ષસી બળ! કિંતુ સત્યતાને ગ્રહણ કરીને, તથા સત્યતા ઉપર મોહિત થઇને હું આજ એક મતને છોડીને બીજા ધર્મમાં સમ્મિલિત થઉ છું. મેં યવન મતને કેમ છોડયો? તે પ્રશ્નનો ઉત્તર પ્રત્યેક મનુષ્ય આપી શકતો નથી. સંભવ છે કે ચારે તરફ મત પરિવર્તનની ઘટના સાંભળીને પોતાના હૃદયમાં કોઈ ઉલટો ઉત્તર પ્રાપ્ત કરી લે તથા ઉલટી રીતિથી પોતાના મનમાં શાન્તિ પ્રાપ્ત કરી લે.

કિંતુ તેમણે વિશ્વાસ કરવો જોઇએ કે મેં તે કારણોથી મત પરિવર્તન કર્યો નથી કે જે કારણો ઘણું કરીને ઘણા મત પરિવર્તન કરનારાઓ પોતાના વર્તનમાં લાવે છે.

ઉદાહરણ—

(૧) ઘણા લોકો ધનપ્રાપ્તિની લાલસાથી મત પરિવત નકરે છે.

(૨) ઘણા લોકો કોઇ સ્વરૂપવતી સ્ત્રીની પાછળ ધર્મ છોડી દે છે, તથા બહુધા દૃષ્ટાંત સાંભળવામાં આવે છે કે અમુક પુરુષ અમુક કંચનીને પ્રાપ્ત કરવા અમુક મતાવલમ્બી બની બેઠો.

(૩) ઘણા લોકો નોકરી–ધંધોરોજગાર યા કોઈ પદવીની લાલચમાં મત પરિવર્તન કરી બેસે છે

(૪) ઘણા લોકો કોઇ ભયથી અથવા ધમકીથી મત પરિવર્તન કરે છે. દુનિયાનો ઇતિહાસ જોવાથી જણાય છે કે ઘણાએ તલવારના બળથી મત પરિવર્તન કર્યો છે.

(૫) અનેક લોકો કોઇ મત તથા સમ્રાટીય ( રાજકિય ) સભાનો મત કેવલ એટલા માટે સ્વિકારી લે છે કે તેથી પોતાને સભાસંબંધી તથા રાજકિય અધિકાર મળી જાય.

(૬) ઘણા લોકો અન્ય મતમાં ઘણા ધનવાન પુરુષો તથા ભણેલા માણસોનો સમુહ વધુ હોવાથી મત પરિવર્તન કરી દે છે.

(૭) ઘણા મનુષ્યો પોતાની બિરાદરી યા માબાપની ધમકીથી મત પરિવર્તન કરે છે.

(૮) અનેક જન પોતાના સહધર્મિઓની તરફથી કોઈ બાબતમાં ચોટ ખાઇને તેને પોતાના મત પરિવર્તનની ધમકી આપવાથી વગર વિચારે સ્વધર્મ પરિત્યાગ કરી બેસે છે. તથા બહુધા ફસાઈ જવાથી ધર્મ પરિત્યાગ કરે છે પરંતુ મેં જે ઇસ્લામનો પરિત્યાગ કર્યો છે, તે ઉપરનાં કોઈ કારણોથી નથી કર્યો.

આર્ય સમાજના તરફથી મને ધન, સ્ત્રી, પદ યા કોઈ અધિકારની લાલચ આપવામાં આવી નથી. યદિ સાચું પૂછોતો આર્ય સમાજની પાસે એ પ્રકારની લાલચો છેજ નહિ. યદિ કલ્પના

કરે કે તેવી લાલચો જે, તો શું ઋષિઓના સંતાનો કોઈ લાલચોથી એક પુરુષને પોતાની સાથે મેળવીને એ સમજતાં હશે કે, અમે ધર્મનું કામ કર્યું ? કિંતુ તે તો મહાન અધર્મ તથા મહાનપાપનું કામ કહેવાય. તો શું મને આર્યસમાજે બહેકાવી દીધો ? ખરૂં તો એ છે કે અન્ય મતોની માફક આર્યસમાજની અન્ય મતાવલમ્બીઓને બહેકાવીને પોતાની સંખ્યા વધારવાની આદતજ નથી, કદાચ માનીલો કે આ૦સ૦ પણ બહેકાવીને પોતાનામાં અન્યને ખેંચી લે છે, તો તે કોને ખેંચી શકે ! શું એક યુનિવર્સિટીની ડીગ્રી પ્રાપ્ત કરેલી વ્યક્તિને ? એક હાઈ-સ્કુલના હેડમાસ્તરને ? તથા એક મુસલમાનને ? એવો ખ્યાલ કરવો એ કેવલ ઉન્મત્તતા છે !

આર્યસમાજના કોઈ પુરુષે મને બહેકાવ્યો નથી. આ. સ. ના કોઈ માણસે મને તેની તરફ ખેચ્યો નથી. કિંતુ તે સત્યતાએ મને આકર્ષિત કર્યો છે, કે જે ભવિષ્યમાં મારા જેવા ઘણાઓને ખેંચશે ! તે સત્યતા કઈ ? તે વૈદિક ધર્મ કે જેનાં ચિન્હો આપણી આસપાસ કોઈ કોઈ ઠેકાણે ભીંતો ઉપર જોઈ રહ્યા છીએ ! એ સત્યતારૂપી જળે મારા પિપાસાકુલિત હૃદયને આર્દ્રિત કર્યું. કે જે કુરાનનો મરુસ્થલી તટ મારી પિપાસાને શાન્તિ આપી શકયો નહિ. જ્યારે કુરાનની બુદ્ધિ વિરૂદ્ધ વાતો મારા ડામાડોલ તથા કલેશિત મસ્તક ને કંઈ સંતોષ દઈ શકી નહિ ! કુરાનનાં ઘણાં દયારહિત પ્રકરણો મારા નમ્ર હૃદયને સંતુષ્ટ કરી શકયાં નહિ ! જ્યારે કુરાનના નીચી કક્ષાનું જ્ઞાન મારા ઉચ્ચ કક્ષાના વિચારોને સાથ દઈ શકયું નહિ ! જ્યારે કુરાનને માનનારાઓનું નૈષ્ટિક જીવન મારા ઉપર આરોગ્યપ્રદ તથા આત્મ આલ્હાદિક પ્રભાવ પાડી શકયું નહિ ! જ્યારે હું એ અંધકાર આચ્છાદિત વાયુચક્રમાં આમતેમ હાથ પ્રસારીને ખેદ પામતો પરિશ્રમ ઉઠાવી રહ્યો હતો, તે વખતે મને અંદરથી બહાર કાઢવાના નિમિત્તરૂપ વૈદિક શિક્ષાના પ્રકાશિત ભુવન ભાસ્કરના રશ્મી-ઓએ મારા રસ્તાને પ્રકાશિત કર્યો, અને મને અંધારા કુવામાંથી

બહાર કાઢીને પ્રકાશમય ભૂમિમાં પહોંચાડયો ! હું અરબસ્તાનની મરૂ ભૂમિમાંથી નીકળીને ગંગા તથા યમુનાના પવિત્ર તટ ઉપર આવ્યો કે જ્યાં વેદોક્ત શિક્ષારૂપી મિષ્ટાન્ન પ્રાપ્ત થયું ! કે જેના વડે મારી હાર્દિક પિપાસા શાન્ત થઈ, મારા હૃદય તથા મસ્તિષ્કને પણ શાન્તિ મળી !

મને પ્રાચીન ઋષિમુનિઓનાં સંતાનોમાંથી કંઈ એક એવા ચહેરા દેખાયા કે જેની પાસે જવાથી, તથા જેની સમીપ ઘણો સમય રહેવાથી મને વિશ્વાસ બેઠો કે સચમુચ ચારે તરફ અરબની મરૂસ્થલીય તટથી શુષ્ક થયેલું મારૂં હૃદય તથા મસ્તિષ્કજ નથી પરંતુ હવે તો ઘણાં હૃદય છે કે જે ઉષ્ણ વાયુના ઝપાટાથી રક્ષિત છે, તથા આત્મિક પ્રભાવોને હવનની સુગંધિની સમાન હમણાં પણ પોતાની આસપાસ એ પ્રમાણે ફેલાઈ રહ્યા છે, કે જે પ્રમાણે સહસ્રો વર્ષો પૂર્વે ગંગા તથા યુમનાના તટ ઉપર બેઠેલા ઋષિઓ, હિમાલય પર્વતનાં સુશોભિત શિખરો ઉપર વિરાજમાન થયેલા મુનિઓના આત્મવિવેક લવલીન થયેલાં હૃદયોમાંથી તે આત્મિક વાયુ વહેતો હતો, કે જેની અસર સહસ્રો વર્ષ પશ્ચાત્ પણ યુરોપ તથા અમેરિકાનાં જાગ્રત મસ્તિષ્કો તથા આત્મવિવેક જીજ્ઞાસુઓને આજ સુધી સુગંધિત કરી રહ્યાં છે ! તથા ભવિષ્યમાં તેનાથી પણ અધિક સુગંધિત કરશે ! એ સુગંધિત અસર કયાંથી અને કોને થઇ શકે છે ? તે સુંગંધિત અસર વેદોની શિક્ષાથી થઇ શકે છે, જે સત્યતા ઉપર મોહિત તથા આત્મવિવેકના જીજ્ઞાસુઓ હોય છે તેના ઉપર તેની અસર થઇ શકે છે, શું એક ઈર્ષા રહિત મનુષ્યને ખૂબ સુગંધિત ચંપેલીનું પુષ્પ પ્રાપ્ત થયા પછી તે પોતાની પાસે ઘણા વખતથી જર્જરિત થયેલું દુર્ગંધિવાળુ ચર્મ વસ્ત્ર ન ફેંકી દે ? શું એક મનુષ્યને સારી લીલોતરી હરિયાળી ભૂમિ પ્રાપ્ત થયા છતાં તે મરૂસ્થલીય ઉષ્ણ વાયુ વાળી ભૂમિનો ત્યાગ કરીને તે હરિયાળી ભૂમિ

તરફ જવાને ન લલચાય ? ખરેખર ! પ્રત્યેક મનુષ્ય મરૂ ભૂમિની અપેક્ષા હરિયાળી ભૂમિ ઉપર અધિક પ્રેમ રાખે છે! પ્રત્યેક મનુષ્ય તપેલા જળની અપેક્ષા મિષ્ટ અને શિતળ જળની અધિક આકાંક્ષા કરે છે. પ્રત્યેક જન જીર્ણની અપેક્ષા નવીન સુખદના અભિરૂચિક છે. પરંતુ આ સર્વ ત્યારેજ બની શકે છે, કે ઇર્ષારૂપી આંખની દૃષ્ટિ દૂર કરીને સત્ય તથા વિવેકની દૃષ્ટિથી સત્યને સત્ય, લીલાને લીલું, પીળાને પીળું જોવાની યોગ્યતા પ્રાપ્ત કરે. મેં ઇર્ષારૂપી પ્રાણાન્તક રોગના બદલામાં આરોગ્યતા પ્રાપ્ત કરી છે મત–દ્વેષરૂપી કાળા પડદા મારી આંખોથી દૂર થઈ ગયા, અને ઇર્ષારૂપી ભીંતથી મારૂં શિર બહાર નીકળ્યું, તો મને માલુમ પડયું, કે કુવામાં જે નાના મેડકની પરિમિત સ્થિતિ હોય છે, તેની મારી હતી. જ્યારે તેની બહાર સત્યતાનો અપરિમિત સમુદ્ર તથા વૈદિક પ્રકાશથી પ્રકાશિત જીવનનૌકાને માતૃવત્ ગોદમાં વળગાડીને કિનારા તરફ લઇ જઇ રહી છે! વાસ્તવમાં એજ જીવનનો ઉદ્દેશ્ય છે. યદિ હું કદાચ મારા સહધર્મિઓની માફક ઇર્ષાનો સેવક તથા સત્યની તરફ ઘૃણા કરનારો હોત, તો હું કદાપિ એ સાંકડા તથા અંધારા કુપમાંથી નિકળી શકત જ નહિ! તથા મને આ પ્રકાશ પણ પ્રાપ્ત થાત નહિ ! કે જેને હું પ્રસન્નતા પૂર્વક વર્તી રહ્યો છું. પરંતુ મારા માટે આવશ્યક હતું કે હું પ્રકાશ તથા અંધારાનો મુકાબલો કરી નિર્ણય કરૂં, અને તેમાંથી જે સત્ય હોય તેને ગ્રહણ કરૂં. મેં સત્યતાને દૃષ્ટિમાં રાખીને તથા ઇર્ષારહિત થઇને ભિન્ન ભિન્ન મતોનું તુલનામય અધ્યયન કરવું શરૂ કર્યું. એક તરફ કુરાન બીજી તરફ બાયબલ, એક તરફ બૌદ્ધમત તો બીજી તરફ વૈદિક સાહિત્ય. આ સર્વમાં હું કુરાન તથા ઇસ્લામને સર્વથી નિકૃષ્ટ કક્ષામાં ( નીચી પાયરીમાં ) મૂકું છું. બાયબલ તથા ઇસાઇમત ઇસ્લામથી ઉચ્ચ કક્ષાનાં લાગ્યાં. કિંતુ બૌધમત ઇસાઇ મતથી શ્રેષ્ઠ લાગ્યો. હું જો કદાચ ઇસાઇ મતની બે બાબતોમાં

કેટલીક અસંભવ વાતો ન હોત તો મેં જરૂર ઇસાઇ મત સ્વિકાર્યો હોત ! અર્થાત્ પ્રથમ વાત એ છે કે પીતા, પુત્ર અને પવિત્ર આત્માને પરમેશ્વર માનવા; અને બીજી એ છે કે ત્રણ પ્રકારનાં મોટાં પાપો –પ્રકૃત્યત્વ, માંસ ભક્ષણ તથા મદિરા સેવન–કરવામાં સમ્મિલિત થવું. ત્યાર પછી જો મને વૈદિક ધર્મની રોશની ન મળી હોત તો હું જરૂર બૌદ્ધ મતનો સ્વિકાર કરત ! નિદાન મારા દુઃખી હૃદયે મને વિવશ કર્યો કે ગમે તે પ્રકારનાં સંકટો આવી પડે તો પણ તે વૈદિક ધર્મની પતાકા નીચે આવી જવું, અને આ સભાનો સભાસદ બની જાઉં, કે આજ હું જેના પ્લેટફોર્મ ઉપર ઉભા રહેવાનું અ-ભિમાન કરી શકું છું. યદિ જો આ. સ. જીવિત, જાગૃત, અને સત્યતા ઉપર નિર્ભર રહીને વિના સંકોચે સત્યનો પ્રચાર કરનારી તથા કોઈ પ્રકારની વિરૂદ્ધતા ધ્યાનમાં લાવીને ભયભિત નહિ થનારી ના હોત તો મને આ માન પ્રાપ્ત ન થઈ શકત ! હું ફરીથી કહું છું કે આર્યસમાજના સાહસને ધન્યવાદ છે ! વેદની પવિત્ર શિક્ષાએ ભા-રતવર્ષમાં આવી સભા તથા એવા પુરુષ પેદા ક્યાં છે, કે જે સારી રીતે જાણે છે કે સત્ય વિવેક એકજ છે. આજથી પચાસ વર્ષ પૂર્વે એક જન્મના મુંસલમાનના પગોથી કદાચિત્ આ મંદિર તથા પ્લેટ-ફોર્મ અપવિત્ર થયું ગણવામાં આવત. પરંતુ આજ એ દશા નથી ! વેદની શિક્ષાએ એ સિદ્ધ કરી દીધું છે, કે જે પ્રમાણે એક સદાચારી જન્મનો બ્રાહ્મણ વેદ મંત્રો તથા તેની સત્યતાનો સર્વ સાધારણની સન્મુખ પ્રકાશિત કરવામાં અધિકારી છે, તેજ પ્રમાણે એક સદાચારી જન્મથી મુંસલમાન પણ મંદિરમાં તથા આ પ્લેટફોર્મ ઉપર ઉભો રહીને વેદનું સત્યજ્ઞાન પ્રાપ્ત કરીને અનેક વેદજ્ઞાનના જીજ્ઞાસુઓના કર્ણ ઉપર પોતાનો અવાજ પહોંચાડી શકે છે ! નિઃસંદેહ વેદની પવિત્ર શિક્ષા રૂપી ભાસ્કર (સૂર્ય) જ્યાં જ્યાં પોતાની જ્યોતિ ફેલાવે છે, ત્યાં ત્યાં અસભ્યતા તથા અસત્યતા રૂપી અંધકાર દૂર થઇ જાય

છે ! અને જે ધર્મપંથ ઉપર ચાલવા માંડે છે, તેઓ એ પ્રકાશથી સુખના માર્ગને ગ્રહણ કરે છે. આજ હું મારા મુંસલમાની સાંકડા પંથનો ત્યાગ કરીને વૈદિક ધર્મના રાજ્યપંથનો આશ્રય લઉં છું. પરંતુ તેનો આશ્રય લઉં તે પહેલાં હું ઉચિત્ સમજુ છું કે ઉપસ્થિત સભ્ય ગણોની સન્મુખ કુરાનની શિક્ષાનું કંઈક વર્ણન કરૂં ! કે જે કારણથી મેં "ઈસ્લામ" નો મારા હૃદય તથા મસ્તિષ્કની વિરૂદ્ધ ગણીને ત્યાગ કર્યો છે !

મેં ઘણા કાલ સુધી કુરાનનું અધ્યયન કર્યું છે. કિંતુ મને મોતી તથા મણિની જગ્યાએ પત્થર તથા કાંકરાજ પ્રાપ્ત થયા ! હું કહી શકું છું કે આત્મજ્ઞાનનો તરસ્યો મનુષ્ય કુરાનની જાંગલ્ય ઝલકની તરફ દોડે છે, તો તે ઉષ્ણ વાયુના ઝપાટાથી અરબની મરૂસ્થલી સદશ કુરાનમાં ચાલી રહેલો માલુમ પડે છે. પોતાના આત્માને હાનિ પહોંચાડી દે છે. શા માટે તે હાનિ ન મેળવે ! કારણકે આત્મજ્ઞાન એ કુરાનથી ધ્રુવ અને પૃથ્વીના અંતરથી કંઇ થોડું દૂર નથી ! યદિ હું કુરાનમાં આત્મજ્ઞાનની શોધ કરવા ઇચ્છા કરૂં તો તે આકાશ કુસુમવતજ ગણાશે, તથા લીંમડા ઉપર આમ્ર ફળની પ્રાપ્તિ જેવું અસંભવિતજ ગણાશે. મેં મારા અનુભવથી કુરાન તથા આત્મજ્ઞાન એ બેને વિરૂદ્ધ બાજુ ચાલતાં જોયાં છે. પ્રથમની ગતિ દક્ષિણની હોય તો બીજાની ઉત્તરની તરફ હોય છે ! વાસ્તવમાં જે શિક્ષાને ગ્રહણ કરીને મહમુદ જેવા પુરુષના મતનું અવલંબન કરવાથી ઔરંગઝેબ જેવા પુરુષો મૃતજીવીત જેવા બની ગયા ! તે શિક્ષા આત્મજ્ઞાનને ડાબાહાથથી પકડીને હૃદયરૂપી મંદિર માંથી બહાર કાઢી મૂકે તેવી છે. હું સ્વિકાર કરૂં છું કે કુરાન પરમેશ્વરને આકાશ તથા પૃથ્વીના પ્રકાશક બતાવે છે; પરંતુ શોકની વાત છે કે એ પ્રકાશ ઉપર કાળી શાહી રેડાયલી છે. તેથી પરમેશ્વરનો ચહેરો તવાથી પણ અધિક કાળો કરી દેવામાં આવ્યો છે! સંસારની

ઉત્પત્તિ વિષયમાં તો બાઇબિલમાં જે ગપ્પાં માર્યાં છે, તેનાથી પણ અધિક અસંભવિત વાતો કુરાનમાં લખવામાં આવી છે! કુરાનમાં જે કમાયત (પ્રલય)નું ચિત્ર આલેખવામાં આવ્યું છે, તે પણ ઘણું નિરાશાજનક છે. બહિશ્ત ( સ્વર્ગ ) માં શરાબ તથા કબાબ, હૂર ( અપ્સરાઓ ) તથા ગિલમાં, સોના ચાંદીનાં આભુષણોથી પરમેશ્વર પ્રત્યેક યતિ તથા ભણ્યાગણ્યા મનુષ્યોને બચાવે તો સારૂં! પશુઓના વિકલતા ( વલવલાટ ) કે જેના રૂધિરથી પરમેશ્વરની પ્રસન્નતા તથા સ્વર્ગની પ્રાપ્તિ સમજી જાય છે, તે જાણે અસભ્યતાના ઇચ્છુકોની માફક પત્થરને પણ કમ્પાયમાન કરે તેવી છે! સૃષ્ટિક્રમ વિરૂદ્ધ કિસ્સા કહાનિઓ તથા ગપ્પાંથી કુરાન એક સાધારણ પુસ્તકથી પણ નીચી કક્ષાનું જણાય છે.

યવન મતથી ભિન્ન પુરુષોને કાફર ( અધર્મી ) તથા મુશરિક* ગણીને તેમને અપવિત્ર સમજીને તેમનાથી દૂર રહેવાની તાલીમ આપીને સુલેહ શાંતિથી તથા એક સંપીથી રહેવાના નિયમના મૂળનો ઉચ્છેદ કરી રહ્યા છે! સ્ત્રીઓને કેવલ ખેતી તથા મિલકત સમજવાના કઢંગા નિયમથી સાચી સ્ત્રી તથા પતિ બનવાના ઠેકાણે પરસ્પર સ્વામી તથા સેવકના સંબંધનો પણ ભંગ કરી રહ્યા છે! હું હિંમત પૂર્વક કહું છું કે કુરાની શિક્ષાએ કુરાનને ઈશ્વરીય પુસ્તકની પદવીથી નીચે પાડીને એક સભ્ય પુરુષના સાધારણ પુસ્તકથી પણ નીચી કક્ષાનું ગણાવી દીધું છે! તથા કુરાનના દુર્ગને કુરાનેજ હચમચાવી દીધો છે. આજકાલના બહુધા નવિન પ્રકાશથી યુક્ત મુસલમાન મતના રક્ષક એ કિલ્લાને બચાવવાના નિમિત્ત પોતાના સર્વ બળથી પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ સાયન્સ ( પદાર્થ વિદ્યા )ના નિયમોની સામે તે જીર્ણ દુર્ગ કડકભૂસ પડવા લાગ્યો છે!

---

* આ પુરુષો કેવલ ઇશ્વરને નથી માનતા અને તેમની સાથે બીજાને પણ સમ્મિલિત કરે છે.

ઉપસ્થિત સભ્યગણુ! કુરાની શિક્ષાની સમીક્ષા શા માટે કરવી જોઇએ? તેના સંબંધની કેટલીક વાતો હું આપની સન્મુખ આજે કહું છું.

પ્રથમ—પરમેશ્વર વિષયમાં કુરાનની શિક્ષા વાસ્તવિક નથી કે જેથી તેની સમીક્ષા કરવી જોઈએ તેમ છે. પરમેશ્વરને એક સાધારણ પુરુષની કલ્પના કરીને તેનામાં કેટલાક સારા ગુણો હોય તેની માફક વર્ણવ્યો છે. વળી તેનામાં એવા પણ ગુણોનું વર્ણન કર્યું છે કે જે ગુણો કોઇ હલકા પુરુષમાં માલુમ પડે છે. હું અહીં ઉદાહરણ દાખલ કંઇક વાતો પ્રગટ કરૂં છું.

કુરાનની શિક્ષા છે કે પરમેશ્વર ઘણો કપટી તથા છલી છે.

સમીક્ષા–મનુષ્યો પણ કપટી અને પરમેશ્વર પણ કપટી! તથા ખુદા બહેતર છે. ( સીપારા ) અલઉમરા આયાત ૫૩ તથા સી. ૯ સુરત ઈન્ફાલ આ ૩૦ તથા સી. ૩૦ સૂરત ઉલ્તારક આ. ૧૫ તથા ૧૬ આ પ્રમાણે બીજા ઘણા સ્થળે પરમેશ્વરને મક્કારોનો મક્કાર તથા ફરેબીઓનો ફરેબી લખ્યો છે.

આ પ્રમાણે જ્યારે કેટલાક ભાષ્યકારોએ જોયું કે પરમેશ્વર ઉપર દોષારોપણ થાય છે, એટલે તેમણે ( મક્કરઅલ્લાહી )નો અર્થ "પરમેશ્વરે તે કપટી ( મક્કર ) લોકોને ખૂબ શિક્ષા આપી" આવો અર્થ કરી દીધો! પરંતુ આ અર્થ અત્યંત અશુદ્ધ છે. સજા ( દંડ ) તથા જજા ( ઈનામ ) એવો અર્થ "મકરઅલ્લાહી"માંથી કદાપિ નિકળતો નથી. યદિ અરબી વ્યાકરણના નિયમથી પણ જોવામાં આવે તો પણ "મકરઅલ્લાહી"નો અર્થ સજા "દંડ" થતો નથી.

(૨) કુરાનની એ શિક્ષા છે કે પરમેશ્વર છળકપટ કરે છે. કોઇ સારા માણસ ઉપર જો તે કપટી ન હોય તો પણ તેના ઉપર છળ કપટનું તહોમત મૂકવામાં આવે તો તે અદાલત સુધી પહોંચી જશે! પરંતુ પરમેશ્વર ઉપર ફરેબબાજી ( છલી )નો દોષ લગાડવો એ કોઈ

સાહસી પુરુષનું જ કામ છે ! દિલગીર છું કે હું આ વાતનો સ્વિકાર કરી શકતો નથી.

સી. ૯ સુ૦ અનફાલ આ૦ ૩૦

(૩) કુરાનની એ શિક્ષા છે કે પરમેશ્વર આત્મિક રોગો જાણી બુઝીને વધારે છે. તથા તેના ઉપર પાછું દુઃખ ( અજાબ ) પણ દે છે. નિઃસંદેહ એ ઘણી નિર્દયતા તથા અન્યાય છે. કોઈ બુદ્ધિમાન મનુષ્ય ઇશ્વરને આવો અન્યાયી તથા નિર્દય સ્વિકારશે નહિ.

સી. ૧ સુ૦ બકર આ. ૧૦

(૪) કુરાનની એ શિક્ષા છે કે પરમેશ્વર ઘણો લડકણો છે. ( ઝગડાલુ છે ) ભલા જ્યારે ઇશ્વરજ ઝઘડાલુ હોય તો પૃથ્વી ઉપર મેળ તથા શાન્તિ કોણ સ્થિર કરી શકશે ! જે ઝઘડાલુ પુરુષ હોય તે જ પરમેશ્વરને ઝઘડાલુ કહી શકે છે. પણ જે લડાઈટંટાને ખરાબ ગણે છે, તે ઇશ્વર ઉપર આવો ભયાનક દોષ આરોપણ કરી શકશે નહિ. ઉચિત હતું કે કુરાનમાં ઇશ્વરને આવા વિશેષણોથી બતાવવો જોઇતો નહોતો. હું દિલગીર છું કે કુરાનની આ શિક્ષા સ્વિકારી શકતો નથી.

સી. ૫. સુ. નસાય આ. ૮૪

(૫) કુરાનની એ શિક્ષા છે કે પરમેશ્વર મનુષ્યોમાં વેર ફેલાવે છે. પ્રલયના દિવસ સુધી પરસ્પર દ્વેષ ફેલાવે છે. જીજ્ઞાસુ તથા ઇશ્વર પ્રેમી મનુષ્યોને માટે તેનાથી અધિક શરમાવનારી બીજી કઈ શિક્ષા હોઈ શકે ? કે જે પરમેશ્વરને પોતાના જીવનનો ઉદ્દેશ્ય તથા પરમ પિતા સમજે છે, તેના ઉપર એવા મહાન દોષયુક્ત આરોપ મૂકવામાં આવે. યદિ દ્વેષ ફેલાવનાર તથા વેર વધારનાર મનુષ્ય પરમેશ્વરને તેવો ગણે તે તો સંભવિત છે, પરંતુ ઇશ્વર પ્રિય મનુષ્ય શુદ્ધ ઇશ્વર ઉપર એવા દોષ મૂકી શકતો નથી !

સી. ૬ સુ૦ માયદા આ. ૧૫

(૬) કુરાનની એ શિક્ષા છે કે—પરમેશ્વર ન્યાયકારી છે: પરંતુ પ્રાયશ્ચિત્ત કરવાથી પાપ (ગુના)ની માફી આપી દે છે. ભલા ન્યાય અને ક્ષમાનો મેળ કેવી રીતે હોઇ શકે? જ્યાં માફી આવી ત્યાં ન્યાય દૂર મૂકવો પડે. સંસારનો સર્વ શક્તિમાન મહારાજા જેને ચાહે તેને છોડી મૂકે, જેને ચાહે તેને મારી નાખે! કદાચ આમ કરી શકે તો તે ન્યાયકારી કહેવાઇ શકે નહિ. ઇશ્વર વિષયમાં આ શિક્ષા મહાન વિવાદસ્પદ છે!

સી. ૨ સૂ. બકર આ. ૧૬૧

(૭) કુરાનની એ શિક્ષા છે કે—પરમાત્મા ક્ષમા આપનાર (ગફ્ફાર) છે. પરંતુ કુરાનનો અભ્યાસ કરો અને નર્કના મનુષ્યોના વિલાપ ઉપર ધ્યાન આપો તો જણાશે કે તે કેવી રીતે ક્ષમા માગી રહ્યા છે? પસ્તાવો કરી રહ્યા છે? પરંતુ પરમેશ્વર જાણે સાંભળતો જ ન હોય! તેમ તેમને નર્કમાંથી કાઢતો જ નથી! શું પરમેશ્વરની ક્ષમા કોઇ પદાર્થ જેવી છે? કે જે પ્રલયના દિવસે ઉડી જશે?

હે ચક્ષુ! તું રક્ત વહેવરાવ કે પરમાત્માના સંબંધમાં આવી અયુક્ત વાતો વાંચવી પડે નહિ.

સી. ૫ સૂ. નસાય આ. ૫૫

(૮) કુરાનની એ શિક્ષા છે કે—પરમાત્મા બુરાઇને પસંદ કરતો નથી. પરંતુ કેટલી લજ્જાની વાત છે કે તેને બદીનો પેદા કરનારો ગણ્યો છે. નાદાન લોક તકદીર તથા તદબીર (યુક્તિ આદિ) તથા અજમાયશનાં બહાનાં વચમાં લાવીને પરમાત્માને આ દોષથી બચાવવા ચાહે છે. પરંતુ તેથી તેમનું કંઈ પ્રયોજન સિદ્ધ થતું નથી. જ્યાં સુધી કુરાનની હયાતી છે, ત્યાં સુધી કુરાની પરમાત્મા એ દોષોથી મુક્ત થવાનો નથી.

સી. ૧ સૂ. નસાય આ. ૭૮

(૯) કુરાનની એ શિક્ષા છે કે જે કંઈ થાય છે તે સઘળુ પરમાત્માની આજ્ઞાથી થાય છે. તો પછી વ્યભિચારી મનુષ્યોને વ્યભિચાર, મદિરાપાન, ચોરી, જારી, પ્રાણઘાત હત્યા, લૂટફાટ ઈત્યાદિ સર્વે કાર્ય પરમાત્માની આજ્ઞાથી જ થાય છે? તો પછી સેતાનને શા માટે કલંકિત કરવામાં આવ્યો છે? શોક છે કે—અજ્ઞાની પુરુષોએ પરમાત્માને કેવો તમાશારૂપ બનાવી દીધો છે?

સી. ૧૧ સૂ. યૂનુસ આ૦ ૪૯

(૧૦) કુરાનની એ શિક્ષા છે કે–પરમાત્મા મનુષ્યોને ઉપદેશ આપવા માટે નબી મોકલે છે. પરંતુ કુરાનમાં ઠેકઠેકાણે જોશો તો પરમાત્મા જ જાણીબૂજીને મનુષ્યોને કુમાર્ગ ઉપર લઈ જાય છે. તથા તેને સ્વયં એ વાતનો પક્ષપાતી માનવામાં આવ્યો છે. "હા અમે સન્માર્ગથી વિમુખ ચાલીએ કે જેને અમે સન્માર્ગથી વિમુખ ચાલવાનું કહીએ તેને કોઇ રસ્તો બતાવતો નથી" તો પછી પેગંબરોને પરિશ્રમ ઉઠાવવાની શી આવશ્યકતા? તથા પુસ્તકોની પણ શી જરૂર? તથા શેતાનોને દોષી ઠરાવવાની શી આવશ્યકતા?

સી. ૬ સૂ. માયદ આ. ૪૫

(૧૧) કુરાનની એ શિક્ષા છે કે–પરમાત્મા પવિત્રતાને પસંદ કરે છે. પરંતુ કુરાન વાંચવાથી જણાય છે કે "ખુદાએ નાપાક દીલને પાક કરવાનું નાપસંદ કર્યું બલકે નાપાકને વધુ નાપાક કરી દીધું. તથા સન્માર્ગથી વિમુખ કરી દીધું!" શું આ બાળકોના ખેલ જેવું નથી? એક તૂચ્છ વાતને સ્થિર રાખવાને માટે કેટલી ગડમથલ કરવી પડી! પરંતુ તે સઘળી નિષ્પ્રયોજન!

સી. ૬ સૂ. માયદા આ. ૪૫

(૧૨) કુરાનની એ શિક્ષા છે કે—પરમાત્મા સઘળા દોષોથી

રહિત છે. પરંતુ જુઓ સેતાનને બહેકાવનાર તથા સન્માર્ગથી વિમુખ ( ગુમરાહ ) કરનાર પરમાત્મા જ છે. અમે જાણીએ છીએ કે મનુષ્યને સેતાન બહેકાવે છે, પરંતુ સેતાનને ખુદ પરમાત્મા બહેકાવે છે. સેતાને સ્વયં પરમાત્માની સન્મુખ કહી દીધું કે હે પરમાત્મા ! જે પ્રમાણે તેં મને ભૂલાવામાં નાંખ્યો તે પ્રમાણે હું તારા મનુષ્યોને ભૂલાવામાં નાખીશ.

પરમાત્મા સેતાનની આ પ્રમાણેની વાત સાંભળીને કેવલ નર્કની ધમકી આપીને ચૂપ થઈ ગયા. તથા તે બાબતમાં મ્હોંથી ઉચ્ચાર સરખો પણ ન કર્યો. તથા એ પણ ન કહી શક્યા કે હે સેતાન ! મેં તને બહેકાવ્યો નથી ! એવું તો ત્યારે જ કહી શકે કે જ્યારે પરમાત્માએ તેને ભૂલાવામાં ન નાંખ્યો હોય ? શોક છે કે પરમાત્માને કેટલો દૂષિત કર્યો છે ! માનો કે પરમાત્માને સેતાનનો સરદાર બનાવી દીધો છે ! હે હૃદય ! તું રોદન કર તથા તારા ભાઇઓને માટે તું આંસુ સાર !

સી. ૮ સુ. એરાફ આ. ૧૬

(૧૩) કુરાનની એ શિક્ષા છે કે—પરમાત્મા ઠઠ્ઠા મશ્કરી કરનારાઓને પસંદ કરતો નથી પરંતુ શોક છે કે—તે જ પરમાત્માને ઠઠ્ઠા, મશ્કરી કરનારો માન્યો ગયો છે ! પરમાત્માને બેશરમો બનાવી દીધો ! જ્યાં બેશરમીઓ ભાંગ પીને બેઠા હોય ત્યાં જાણે પરમાત્મા વચમાં આવીને નાચતો ન હોય ! આ કેટલી લજ્જાસ્પદ વાત કહેવાય ! પરમાત્મા ઉપર આવા દોષ તેજ મૂકે છે કે જે નાસ્તિક હોય ! મને માલુમ પડતું નથી કે હું મારા મસ્તિષ્કને એવું રદ્દી કેવી રીતે બનાવું કે એ શિક્ષાને માની લઉં ! ક્યાંથી હું મારા ઉપર કાળી ચાદર ઓઢી લઉં કે પરમેશ્વરને મશ્કરો માનતો થાઉં ?

સી. ૧ સુ. બકર આ૦ ૧૫

( ૧૪ ) કુરાનની એ શિક્ષા છે કે–પરમાત્મા સોગંદ ખાવા એ

ઠીક ગણુતા નથી. પરંતુ કુરાનના પૃષ્ઠોને જોતાં જણાય છે કે એક વિશ્વાસ રહિત તથા જુઠા મનુષ્યની માફક કે જેનો કોઇ વાતમાં વિશ્વાસ કરતું નહોય, અને તે જેમ સોગંદ ખાય તેમ પરમાત્મા પણ ઘોડા, ઉંટ, વૃક્ષ, પર્વતો, પુસ્તકો વાયુ, સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, ઇત્યાદિના અનેકવાર સોગંદ ખાઇ રહ્યો છે ! કે તેમાં બીજો કંઇ ભેદ છે ? આજ કોઇ પુરુષ પોતાની વાતને પ્રમાણિક ( સાચી ) ઠરાવવા ન્યાયાલયમાં યા પંચાયત આગળ પોતાના ઘોડા, ઉંટ યા પહાડના સોગંદ ખાય તો તેની બુદ્ધિ ઉપર સઘળા હસવા લાગશે. માલુમ નથી પડતું કે કુરાની પરમાત્માએ અરબોનું અનુકરણ શા માટે કર્યું હશે ? કે જે વસ્તુઓના સોગંદ અરબો ખાય છે તે વસ્તુઓના સોગંદ પરમેશ્વરે પણ કેમ ખાધા હશે ? ભારત વર્ષના આંબા, ગંગા, યમુના તથા હિમાલય આદિના સોગંદ કેમ ન ખાધા ! આ કેવલ નાના બાળકને પારણામાં ઉંઘાડવાનાં હાલરડાં જેવું જ જણાય છે ! કેવલ પરમાત્માનું નામ બદનામ કરવામાં આવ્યું છે. હું મારા ભાઇઓને માટે ફક્ત આંસુ સારૂં તેથી વધુ શું કરી શકું તેમ છું ?

સી. ૩. સુ. શમ્સ આ. ૧–૬

( ૧૫ ) કુરાનની એ શિક્ષા છે કે–પરમાત્મા “ કુન ” કહેતાંની સાથે સર્વ કંઈ ઉત્પન્ન કરી શકે છે. પરંતુ શું તે ઉન્મત્ત થઈ ગયો હતો અથવા પોતાની “ કુન ” ની શક્તિને ભૂલી ગયો હતો, કે પૃથ્વી તથા આકાશ બનાવવામાં નાહક ૭ દિવસ ગૂમાવ્યા ? “ કુન ” એમ શા માટે કહીને કેમ ન બનાવી દીધું ? યા ત્રણ દિવસમાં શા માટે ન બનાવી દીધું ?

સી. ૧૬ સુ. મરયમ આ. ૩૬

(૧૬) કુરાનની એ શિક્ષા છે કે—પરમાત્મા અતિ પવિત્ર છે. પરંતુ કુરાન ભણુંવાથી વિદિત થાય છે કે તેનો આત્મા એક સ્ત્રીના ગર્ભાશયમાં પણ જઇ શકે છે, તથા માસીક ધર્મની રજ ખાઈ શકે

છે, તથા નવ માસ સુધી અપવિત્રતામાં પડી રહીને ઘણા વર્ષો સુધી મનુષ્ય શરીરમાં બંધાઇ રહે છે, અને ફાંસીદ્વારા મુક્ત થઈ શકે છે! દિલગીરી સાથે કહેવું પડે છે કે આ બાબતમાં કુરાને બાયબલનું અનુકરણ કર્યું છે.

સી. ૧૭ સૂ. અન્બિયા આ. ૯૧

(૧૭) કુરાનની શિક્ષા છે કે—પરમાત્મા પૃથ્વી તથા આકાશ ઉપર સિંહાસન આરૂઢ છે. માનો કે સર્વ સ્થાનો ઉપર ઉપસ્થિત (હાજર) તથા સર્વ ઠેકાણે તેની દૃષ્ટિ છે. તેનું કોઈ વિશેષ સ્થાન નથી. પરંતુ આકાશની ઉપર તખ્તને ૮ ફિરસ્તાઓનું પોતાના શિર ઉપર ઉઠાવીને ઉભા રહેવું, જબરાઇલનું પરમાત્માની તરફથી ઉતરવું, મહાત્મા ઈસાનું આકાશમાં ઉડી જવું, અરબી પેગંબરે ગધેડા (બુરાક) ઉપર બેસી આકાશની સહેલ કરવી, તથા પરમાત્માની સાથે વાતચીત કરી આવવી, સેતાનોનું આકાશ ઉપર જઇને છૂપી રીતે પરમાત્મા તથા ફિરસ્તાઓની વાતચીત સાંભળી લેવી, તથા તેમના ઉપર તારા તોડી તોડીને ફેંકવા ઈત્યાદિ ઇત્યાદિ વાતોથી એ સાબિત કરવા માગે છે કે પરમાત્મા પૃથ્વી ઉપર પણ છે! યદી પૃથ્વી ઉપર છે તો પછી એવી વાતોની શી આવશ્યકતા? આતો રડતા બાળકને છાના રાખવાની કિસ્સા કહાણીઓ છે! પરંતુ જીજ્ઞાસુ નો આને પરમાત્માની અપકીર્તિ તથા અપ્રશંસા સમજે છે. હું મારા ભાઇઓને માટે પ્રભુને પ્રાર્થના કરૂં છું, કે તેઓ સત્યવેત્તા બની શકે.

સી. ૩ સૂ. બકર આ. ૨૫૫

(૧૮) કુરાનની એ શિક્ષા છે કે પરમાત્મા મુશરિકોથી× નારાજ છે, મુશરિકો અપવિત્ર છે. પરંતુ સર્વથી પૂર્વ ખુદાએ શિર્ક (પ્રભુની

× એક ઇશ્વરની સાથે અન્ય કોઇને ભેળવીને પરમેશ્વર માનનારા પુરૂષ 'મુશરિક' કહેવાય છે.

સાથે અન્યને મેળવવા ) ની શિક્ષા ફિરસ્તાઓને આપી હતી, કે તમેં આદમીને દંડવત્ કરો. જ્યારે એક ફિરસ્તે આ હુકમનો અનાદાર કર્યો, અર્થાત્ તેણે એક પરમાત્મા સિવાય અન્યને માનવાનો ઈન્કાર કર્યો તો તેને મલાઉન* કરી દીધો. હવે વિચારો કે દંડ કોને મળવો જોઈએ. સેતાનને કે પરમાત્માને ! મુશરિક .કોણ કહેવાય ? પરમેશ્વર કે સેતાન ?

સી. ૧ સૂ. બકર આ. ૩૪.

( ૧૯ ) કુરાનની એ શિક્ષા છે કે પરમાત્મા કોઈને સતાવતો નથી પરંતુ કુરાનમાં વર્ણન છે કે પરમાત્માએ કેટલાક મનુષ્યોને માટે નૂહનું કહેવું માન્યું નહિ, અને સઘળા સંસારને ડૂબાવી દીધો ! આમાં મનુષ્યો તથા પશુઓએ શો અપરાધ કર્યો હતો ? કે તે તોફાનમાં સર્વને ડૂબાવી દીધા ? અને વળી બડાઈની વાતો કરવી કે મેં નૂહનું તોફાન ઉતારીને સર્વને ડૂબાડી દીધા ! શું નિરપરાધ મનુષ્ય અને પશુઓને ડૂબાવી દેવા એ નિર્દયનું કામ નહિ તો શું ? તથા તે નિર્દય થઈને દંડે છે તે પ્રત્યક્ષ છે. હવે પરમાત્માને નર્કમાં નાખવો કે પરમાત્મા માટે આવી મનઘડંત વાતો લખી કાઢી તેને નર્કમાં નાખવો ?

સી. ૧૮. સૂ૦ મામિનૂન આ. ૨૭

( ૨૦ ) કુરાનની એ શિક્ષા છે કે પરમાત્માએ બહુધા મનુષ્યોના અન્તઃકરણ ઉપર મહોર લગાવી દીધી, અને કાનો ઉપર પડદા રાખ્યા કે જેથી પોતાની વાતને તે સમજી શકે નહિ. પરંતુ તેમ છતાં તેમને સમજાવવાને માટે નબી મોકલવા એ ચોકખી અજ્ઞાનતા

---

* ઈશ્વરના ન્યાયાલયમાંથી જેની નિંદા કરીને બહાર કાઢવામાં આવે તેને ' મલાઉન ' કહે છે. અર્થાત્ સેતાનના જેવો તેનો અભિપ્રાય છે.

છે ! જ્યારે પરમાત્મા પોતે કાનો ઉપર પડદા રાખે તો દંડ મનુષ્યોને શા માટે દેવો ? પરમાત્મા સ્વયં નર્કમાં પડે યા તો આ પ્રકારનું તત્વજ્ઞાન બતાવનાર પડે ?

સી. ૧ સૂ. બકર આ. ૭

શોક ! મહાનશોક ! સત્ય માર્ગની શિક્ષા ક્યાં છે ?

( ૨૧ ) કુરાનની એ શિક્ષા છે કે પરમાત્મા કોઇની સિપારસ સ્વિકારતો નથી. પરંતુ તત્કાલ ફરીથી કહી દીધું કે કેટલાક પુરુષોની સિપારસ સ્વિકારશે. ભલા સિપારસ તથા પાપનો શો સંબંધ હશે ? કુરાની પરમાત્મા એક સ્વતંત્ર નિયમશૂન્ય રાજા છે કે જેની સન્મુખ અપરાધી લાવવામાં આવે છે, અને મંત્રી જ્યારે સિપારસ કરે છે, ત્યારે તેને માફી પણ દે છે. રાજા યા અન્ય અધિકારીઓ પણ રાજ્યનાં અન્ય કાર્યો નિયમ વિરૂદ્ધ કરવા માંડે છે. ખરેખર એક ઔરંગજેબી દરબારની માફકનું આ દૃષ્ય દેખાઇ રહ્યું છે ! પ્રભુ મહેર કરે કે મારા ભાઇઓની આંખો ઉઘડે, અને તેમને સત્યતાનો પ્રકાશ દેખાઈ જાય ! ઉપરની થોડી ઘણી વાતો કુરાનમાંથી પરમાત્મા સંબંધીની મૂકી છે, જે વાંચવાથી અનુમાન કરી શકાય છે કે આ બલા કોના મસ્તિષ્કમાંથી નીકળી હશે. શું પરમાત્મા સંબંધીની આવી શિક્ષા આત્મિક શિક્ષાનું ખુન નથી કરી રહી ? શું કપટ, ધોકાબાજી, ઝઘડાલુપણું, મશ્કરો, અન્યાયી આદિ ગુણોથી ભૂષિત પરમાત્માની ઉપાસના કરવાથી અમારામાં પણ ઉપરોક્ત ગુણુનો પ્રવેશ થવાનો સંભવ નથી ? શું અમારા આત્માનું એથી ખુન ન થાય કે ? ઉપસ્થિત સજ્જનો ! આનો આપ સ્વયં ઉત્તર મેળવી લેશો. પરમાત્મા સંબંધી આ શિક્ષા બીજી સારી શિક્ષાની વાતો ઉપર પણ કલંક લગાવે છે. કુરાનમાં કોઈ કોઈ ઠેકાણે રેતાળ જંગલના વૃક્ષકુંજની માફક કોઈ વાત ઠીક લખી છે. આવી શિક્ષાથી કુરાન ઇશ્વરકૃત પુસ્તક તો નથી ગણાતું, એટલુંજ

નહિ પણ એક સાધારણ પુસ્તકથી પણ નીચી કક્ષાનું ગણાઇ જાય છે.

સી. ૩ સૂ. બકર આ. ૨૫૫

આ સિવાય બીજી વાત કે જે કુરાનની શિક્ષામાં અવિકાર કરવા લાયક છે, તે મનુષ્યોની ઉત્પત્તિની છે. ઘણી દિલગીરી સાથે મારે કહેવું પડે છે, કે બાયબલમાંથી લીધેલી તે કહાણીઓને ઇશ્વરવાણી કહેવામાં આવી છે. આદમની કહાણી જે બાયબલમાં છે, તેને કંઇક હેરફેર કરીને કુરાનમાં લખવામાં આવી છે. કુરાનમાંની બાબા આદમની વાત કોઇ નવિન નથી. કિંતુ તે કહાણી બચ્ચે બચ્ચાં જાણે છે. હું નીચે પ્રમાણેની કેટલીક બાબતો દ્વારા એ બતાવવા માગુ છું કે એવી જુઠી વાતો કોઇ ઈશ્વરકૃત પુસ્તકમાં હોઈ શકતી નથી.

( ૨૨ કુરાનની એ શિક્ષા છે કે ઇશ્વરે આદમને માટીમાંથી બનાવ્યો, અને તેમાં જીવન મૂક્યું. અર્થાત્ પ્રથમ એક માટીનું પુતળું બનાવ્યું, પછી તેમાં આત્માનો પ્રવેશ કર્યો. ઠીક આ આત્મા ક્યાંથી આવ્યો ? યદિ એમ કહેવામાં આવે કે ઇશ્વરે પોતાના આત્મામાંથી એક અંશ મૂક્યો તો માનવું પડશે કે ઇશ્વરમાં પણ એ અવગુણ છે કે તેના એક આત્મામાં ( આદમમાં આવ્યો ) પોતે આવ્યા. યદિ એમ કહો કે ઇશ્વરે અભાવમાંથી ભાવ ( આત્મા ) ઉત્પન્ન કર્યો તે પણ સર્વથા અસંભવિત છે. કેમકે અભાવમાંથી ભાવ સંભવિ શકતો જ નથી. અભાવ નામજ એ વસ્તુનું છે કે જેનું કોઇ અસ્તિત્વ હોતું નથી. અતએવ કુરાનની આ શિક્ષાને હું સ્વિકારી શકતો નથી.

સી. ૧૪ સૂ. હજર આ. ૨૮–૨૯

( ૨૩ ) કુરાનની એ શિક્ષા છે કે-ઇશ્વરે આદમમાંથી તેની સ્ત્રીને ઉત્પન્ન કરી. પરંતુ એ સ્પષ્ટ કર્યું નથી કે તેને કેવી રીતે પેદા કરી. ભલા આદમમાં સ્ત્રીઓની માફક શું ગર્ભાશય હતું ? યદિ હતું

અને તે દ્વારા તે સ્ત્રીની ઉત્પત્તિ થઇ તો વીર્ય ક્યાંથી આવ્યું. શું ઇશ્વરને ત્યાંથી પડયું હતું ? યા કોઇ ફિરસ્તાના સંયોગથી ઉત્પન્ન થઈ ? વળી શું એક સ્ત્રીને ઉત્પન્ન કર્યા પછી આદમનું ગર્ભાશય ગૂમ થઈ ગયું ? અધિક સંતાન શા માટે તેને ન થયાં ? આ દશામાં આદમને પુરુષ કહેવો કે સ્ત્રી કહેવી ? યદિ પુરુષ કહે તો તેનાથી તેનીજ સ્ત્રીની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? યદિ સ્ત્રી કહે તો તેને બીજી સ્ત્રીની શી જરૂર પડી ? યદિ એમ કહેવામાં આવે કે આદમ ગર્ભાશય રહિત હતો, પરંતુ તેમના પાંસળીમાંથી તેમની સ્ત્રીની ઉત્પત્તિ કરવામાં આવી હતી. આ પણ હસવા જેવી વાત છે. ભલા ઇશ્વરને આદમની પાંસળી તોડવાની શી આવશ્યકતા ? જેમાંથી આદમને ઉત્પન્ન કર્યો હતો, તે વસ્તુ શું બાકી રહી નહોતી ? કે પ્રભુ આદમને બનાવીનેજ ભૂલી ગયો હતો કે લાવ તેની સાથે સ્ત્રી પણ બનાવું ? જે પ્રમાણે આદમનું એક પુતળુ બનાવ્યું તે પ્રમાણે બીજું સ્ત્રીનું પુતળુ બનાવીને તેમાં આત્મા મૂકવો જોઇતો હતો. તેમ કુરાની ઇશ્વરની સ્મરણ શક્તિનો નમુનો તો જુઓ કે જ્યારે ઇશ્વરે બાયબલને ઉતાર્યું ત્યારે આદમ સાથે તેની સ્ત્રીનું નામ પણ ( ઉત્પત્તિ ) બતાવી દીધું છે, પરંતુ કુરાનમાં તો સ્ત્રીનું નામ પણ બતાવવાનું ભૂલી ગયા ! સંભવ છે કે આ પ્રમાણે થવાનું કારણ એ હશે કે અન્ય ત્રણે ઠેકાણે જ્યાં બાયબલની ઘણી વાતો કુરાનાનુયાયીમાં માલુમ પડે છે, ત્યાં આદમની સ્ત્રીની વાત મળી શકશે. હે ઇશ્વર ! તું મારા બંધુઓના હૃદયમાં સત્યનો પ્રચાર કર !

સી. ૨૩. સૂ. જુગર આ. ૫

( ૨૪ કુરાનની એ શિક્ષા છે કે પરમેશ્વરે આદમને તેની સ્ત્રી સહિત વૈકુંઠમાં રાખ્યો હતો. ત્યાં સુખપૂર્વક ખાવા પીવાનું મળતું; પરંતુ એક વૃક્ષની પાસે જવાની મનાઈ હતી. જો કદાચ જાય તો તે પાપી બની જાય એવો આકરો હુકમ હતો. કુરાનમાં

દાડમ, દ્રાક્ષ, કેળ આદિ વૃક્ષોનાં નામ મળી આવે છે, પરંતુ એ મનાઈ કરેલા વૃક્ષના નામનો ક્યાંય ઉલ્લેખ કરેલો જણાતો નથી. માટે તે નામ જાણવા બાયબલ તપાસવું પડે છે. કેમકે કુરાનથી બાયબલ વધુ પ્રમાણિક તથા પ્રાચીન છે. સંભવ છે કે જ્યારે પ્રભુએ બાયબલ ઉતાર્યું ત્યારે એ વૃક્ષ હશે, અને કુરાન ઉતાર્યું ત્યારે તે વૃક્ષનો નાશ થઇ ગયો હશે. તે એટલે સુધી કે તેના નામની અસ્તિ પણ રહી શકી નહિ. ચેતનાપ્રિય દરેક પુરુષ પૂછી શકે છે કે જ્યારે આદમ પોતાની સ્ત્રી સાથે સ્વર્ગનો આનંદ લઇ રહ્યો હતો. તો તે વખતે ત્યાંથી અપ્સરાઓ તથા નાનાં બાળકો ( ગિલમાન ) ક્યાં હતાં ? તેમને આદમની સાથે નીચે કેમ નહિ નાખ્યાં હતાં ? કે તેમની ઉત્પત્તિ આદમની સઘળી કહાણી બની ગયા પછી હતી ? વળી જબરાઈલ ( એક મુસલમાની ફિરસ્તો ) અરબના રેતાળ મેદાનમાં ઉડીને આરબોને અપ્સરાઓને મળવાના સુસમાચાર સંભળાવીને લડાઇને માટે ઉશ્કેરી રહ્યો હતો ! મારા વિચારમાં તો એ અપ્સરાઓની ઉત્પત્તિ કુરાનની સાથે થઇ અને તેની સાથેજ સમાપ્ત થઈ જવાની ! પરંતુ શોક છે કે મારા અજ્ઞાત ભાઇઓ તે અપ્સરાઓની પાછળ મરી રહ્યા છે ! બંધુઓ ! અપ્સરાઓ તો કલ્પિત લાડુ ( મનમોદક ) ના જેવી વાત છે. આપ વિચાર કરી સત્ય પ્રિય બનો.

સી. ૧ સૂ. બકર આ. ૩૫

( ૨૫) કુરાનની એ શિક્ષા છે કે આદમને સ્ત્રી સાથે સ્વર્ગમાંથી કાઢી મૂકવામાં આવ્યા તથા પૃથ્વી ઉપર ફેંકવામાં આવ્યા ઇત્યાદિ વાતોનું મ્હોંમાથુંજ જડતું નથી. કંઇથી ઇંટ કંઇથી રોડાં એકઠાં કરી દીધેલાં માલુમ પડે છે ! બાયબલ વાંચતાં માલુમ પડે છે કે તેમાં ગમે તેમ હશે, પણ બાબા આદમની કહાણી તેમાં એક નિયમબદ્ધ આલેખાયલી જણાય છે. પરંતુ કુરાનમાં ક્રમ પણ સચવાયલો જણાતો નથી. ઘણી વખત આદમની વાત શરૂ કરેલી જણાય છે,

પરંતુ બે ત્રણ વાતો બે વખત લખવાથી અધિક કોઇ નવિન વાતો મસ્તકમાં ભરેલી હોતી નથી કે નીકળ્યા કરે ! નિદાન મનુષ્ય એ તો મનુષ્યજ છે ! એટલી વાતો જે પ્રતિદિન સાંભળવામાં આવે છે તેમાંથી કેટલી વાતો યાદ રાખે ? જે યાદ રહી જાય છે તે સ્વપ્નવત્ માલુમ પડે છે. પ્રતિફલ એ મળે છે કે આદમ અને તેની સ્ત્રીની વાત બાયબલના સંગ્રહમાં જોવાની જગાએ સ્વયં બાયબલમાંજ જોઈ શકે છે. હવે અંધકારનો જમાનો ગયો કે આવી અનર્ગલ વાતોથી લોકોને શ્રદ્ધાળુ બનાવી લેવાતા હતા ! ચાહે તો તે ફાટેલી પુરાની કહાણીઓ ઉપર પ્રકાશનું નવું અસ્તર ચઢાવે તો પણ હવે લોકો ભોળવાઈ જાય તેમ નથી. તેજ પ્રમાણે હું કુરાનની પ્રલયની શિક્ષાનો પણ અસ્વિકાર કરૂં છું. મારા ઘણાભાઇઓ આવી વાતોને આંખો બંધ કરીને સત્ય માને છે. પરંતુ હું દિલગીર છું કે તેમની સાથે હું સહમત થઇ શકતો નથી.

સી. ૧. સૂ. બકર આ. ૩૫.

( ૨૬ ) કુરાનની એ શિક્ષા છે કે એક દિવસ રણશિંગું વગાડવામાં આવશે તેની સાથે તમામ પ્રાણીઓ મરણ પામશે ! એ વાત લખી નથી કે રણશિંગું ક્યાં ફુંકવામાં આવશે, તથા તેનો નાદ સંપૂર્ણ પૃથ્વી ઉપર એક સાથે કેવી રીતે સંભળાઈ જશે ! તથા સંપૂર્ણ પ્રાણીઓ કેવી રીતે એક સાથે મરણ પામશે, અને આ વાત ક્યારે બનવા પામશે ? તથા આ સકલ સૃષ્ટિનો નાશ કરતાં તેમાંથી કેટલાકને સદાને માટે વૈકુંઠમાં અને કેટલાકને સદાને માટે નર્કનાં ઘોર દુઃખોમાં નાંખીને પોતે સદાને માટે "આ સંસારથી નિરાલા થઇ આરામ લીધા કરશે કે શું કરશે ? દિલગીર છું કે પ્રલયની આ શિક્ષા મને માન્ય નથી.

સી. ૩૦. સૂ. બિના આ. ૧૮.

( ૨૭ ) કુરાનની એ શિક્ષા છે કે પરમેશ્વર ફિરસ્તાઓની

હાર બાંધીને પ્રલયના મેદાનમાં આવશે. તેમના તખ્તને આઠ ફિરસ્તાઓ ઉઠાવશે. ભલા પરમેશ્વર અને તેનું તખ્ત સાકાર વસ્તુ નથી તો તેના તખ્તને સાકાર ફિરસ્તાઓ કેવી રીતે ઉઠાવી શકવાના ? યદિ કોઇ કહે કે ફિરસ્તા પણ સાકાર નથી તો જબ્બરાઇલ, મૈકાઇલ આદિના શરીરના વર્ણન કરવાની શી આવસ્યકતા ? મરિયમની પાસે મનુષ્યની આકૃતિમાં ફિરસ્તા મોકલવાનો શો અર્થ હોઈ શકે ? કુરાનની શિક્ષાથી તો ફિરસ્તા સાકાર સાબિત થઈ શકે એમ છે. એ પ્રમાણે પરમેશ્વર પણ તખ્ત ઉપર બેસીને આજ્ઞા ફરમાવી રહ્યા છે, અને કોઈ કોઈ વખતે અગ્નિની આકૃતિમાં પહાડો તથા મેદાનોમાં ઉતરે છે !

સી. ૧૭. સૂ૦ અમ્બિયા આ. ૧૦૪.

( ૨૮ ) કુરાનની એ શિક્ષા છે કે મુડદાં ઉઠશે ! એ આશ્ચર્યની વાત છે કે ઘાસનાં પાનની માફક મુડદાંને નવાં શિર કાઢશે ! ભલા જે મુડદાં બાળી મુકવામાં આવ્યાં, જેની રાખ નદિઓમાં વહી ગઇ, જેને સિંહ-વાઘ ખાઇ ગયા કે જેનાં મુડદાં કબરોમાં પડયાં નથી તે કેવી રીતે જાગી ઉઠશે ! બહુધા મુસલમાન શરીરોનું જીવિત થવું સંભવિત છે. પરંતુ કુરાનમાં અનેક સ્થળોએ મુડદાંનું જીવિત થવાનાં ઉદાહરણ આપીને સમજાવ્યું છે કે જે લોકો આના ઉપર વિશ્વાસ કરશે તેમને ફરીથી જીવિત કરવામાં આવશે.

સી. ૩૦. સૂ૦ ફજ આ. ૨૨.

( ૨૯ ) કુરાનની શિક્ષા છે કે પરમેશ્વર ત્રાંજવાં લઇને બેસશે અને લોકોનાં સારાં ખોટાં કર્મોને તોળશે, અને સ્વર્ગમાં જનારાઓને તેમનાં કર્મપત્ર ( જજમેન્ટ ) જમણા હાથમાં અને નર્કમાં જનારાઓને ડાબા હાથમાં આપશે. એ માલુમ પડતું નથી, કે પરમેશ્વરને એક દુકાનદારની માફક શા માટે કરવું પડશે ? એ કોઇ સાકાર વસ્તુ છે, કે જેનું તોલ કરવામાં આવે ? કોઈ મણુસ કોઈ

સાકાર વસ્તુની સાથે પોતાના વહેમી ખ્યાલ ( વિચાર ) નો તોલ કરવા બેસે તો તે સર્વથા પાગલ કહેવાશે, તેના જેવી આ વાત છે ! યદિ ઇશ્વર સર્વજ્ઞ છે, તો પછી તે શીઘ્ર દરેક કર્મફળ બતાવી શકે છે. નિષ્પ્રયોજન દુઃખ ઉઠાવવાની શી આવશ્યકતા !

સી. ૧૭ સૂ. અમ્બિયા આ૦ ૪૭.

( ૩૦ ) કુરાનની એ શિક્ષા છે કે, પ્રલયના દિવસે પહાડો રૂની માફક ઉડતા ફરશે. યદિ ગપ મારવી તે પણ ઠીક ઠીક મારવી જોઇએ ! શું હિમાલય કેટલો લાંબો પહોળો છે તે પણ આકાશમાં ઉડશે ? એ પ્રમાણે યુરોપ અમેરિકાના પહાડો પણ આકાશમાં ઉડવા લાગશે ?

સી. ૩૦ સૂ૦ અલકારઅ આ. ૫.

( ૩૧ ) કુરાનની એ શિક્ષા છે કે પ્રલયના દિવસે ચંદ્રમા સૂર્યમાં જઇ મળી જશે. પરંતુ અન્ય ગ્રહ જે સૂર્ય ચંદ્રથી પણ મોટા છે, તે કોનામાં મળી જશે ? બાકી નક્ષત્રોનું ઇશ્વિરે નામ પણ લીધું નથી. એનો અર્થ શું એવો છે કે આરબના લોકો તે વખત સુધી સૂર્યચંદ્ર પૃથ્વી સિવાયના નક્ષત્રથી અનભિજ્ઞ હતા !

સી. ૨૯ સૂ. કયાયત આ. ૯.

( ૩૨ ) કુરાનની એ શિક્ષા છે કે તારાગણ તૂટી પડશે ! ભલા તે તૂટી પડીને કયાં જશે ? શું પૃથ્વી ઉપર પડશે ? યદિ પડે એમ કહો તો પૃથ્વી ઉપર એટલા ગ્રહો કેવી રીતે સમાઈ શકે ? તથા પ્રભુ જ્યારે પૃથ્વીને લપેટી લેશે ત્યારે ગ્રહ કયાં જશે ? મને આ વાત ગળે ઉતરતી નથી.

સી. ૩૦. સૂ. ઇન્કતાર આ. ૨.

( ૩૩ ) કુરાનની એ શિક્ષા છે કે પ્રલયના દિવસે પૃથ્વી વાતો કરશે, તથા ઇશ્વિરને પોતાની સઘળી વાતો સંભળાવશે. પરંતુ એ

નથી સમજાતું કે સૂર્ય તથા ચંદ્રમા શા માટે વાતો નહિ કરે? અન્ય નક્ષત્રો શા માટે ચૂપચાપ બેસી રહેશે! આ વિદ્યાહીન પુરુષોની વાતો છે, જે સ્વિકારવાને યોગ્ય નથી.

સી. ૩૦. સૂ. જુલજાલ આ. ૪–૫.

( ૩૪ ) કુરાનની એ શિક્ષા છે કે પ્રલયના દિવસે ઇશ્વર લોકોનાં મ્હો બંધ કરશે અને લોકોના હાથ, પગ, કાન, ત્વચા આદિ બોલશે, અને મનુષ્યનાં કર્મો કહી બતાવશો? મનુષ્ય તેમની એ કુરતાને જોઇને કહેશે કે તમે મારાથી વિપરિત સાક્ષી કેમ આપી રહ્યાં છો? આ ઘણી આશ્ચર્ય યુક્ત વાત જણાય છે, કે મનુષ્યના હાથ પગ આદિ જીવ્હાનું કામ કરશે! હું તે માનતો નથી!

સી. ૨૪. સૂ. હમસિજદા આ. ૨૦–૨૧.

ઉપર પ્રમાણેની પ્રલય સંબંધીની વાતોથી સ્વર્ગ સંબંધી કુરાનની શિક્ષા વધુ કુત્સિત છે! સાચું પૂછો તો કુરાનની શિક્ષાએ સ્વર્ગને એવું ખરાબ ઘર બનાવી દીધું છે કે ત્યાં સારા માણસોને જવું બિલકુલ ઠીક નથી! તેમ છતાં કેટલાય મૂર્ખ માણસો સ્વર્ગની વાતો સાચી માનીને તેની પ્રાપ્તિ માટે રાત્રિદિવસ પ્રાર્થના કરી રહ્યા છે! તથા મન ઘડંત વાર્તાને સાચી માનીને વાસ્તવિક સત્યતાને હાથમાંથી ગૂમાવી બેઠા–બેસે છે! કુરાની સ્વર્ગ શી વસ્તુ છે? તેનું કંઇક દૃશ્ય ખેંચીને હું આપની સન્મુખ ઉપસ્થિત કરૂં છું:—

( ૩૫ ) કુરાનની એ શિક્ષા છે કે સારાં કર્મ કરો જેથી સદાને માટે સ્વર્ગમાં જશો, જ્યાં દુઃખનું નામ પણ નથી. પ્રથમ તો એ વાત વિવાદાસ્પદ છે કે મનુષ્ય કદાપિ એક દશામાં રહેવું સ્વિકારી શકતો નથી. યદિ જો નિત્ય સુખ મળી જાય તો તે પ્રસન્નતા તેને તે પ્રમાણે દુઃખદાયી લાગશે. જેમ "બની ઇસરાઇલ"ને માટે " મન " ( એ પ્રકારનો ખાવાનો પદાર્થ કે જે બની ઇસ-

રાઇલને માટે આકાશમાંથી પડતો હતો! ) તથા 'બટેર' મોકલી તેના બદલામાં તેણે ઇશ્વિર પાસે લસણ, કુંગરી, તથા મગની દાળ માગી! સ્વર્ગવાસી લોક જ્યારે તેમનાં સારાં સારાં ભોજન ખાતાં ખાતાં થાકી જાય ત્યારે તેમને નર્કની આકાંક્ષા કરવી પડશે! વિશેષ કરીને નિમ્ન પ્રકારના પદાર્થો તે સ્વર્ગમાં હશે.

સી. ૧ સુ. બકર આ. ૮૧.

( ૩૬ ) કુરાનની એ શિક્ષા છે કે સ્વર્ગમાં પીવાને માટે શરાબ તથા ખાવાને માટે કબાબ મળશે! વાહ! શરાબ તથા કબાબનો કેવો મેળ આવ્યો છે? ભલા ત્યાં પશુનો વધ કરવામાં આવશે તેનું લોહી કયાં પડશે? યદિ પશુનો વધ કર્યા સિવાય તેમને શેકી લેવામાં આવે તો તે ત્યાજ્ય ( હરામ ) નહિ ગણાય કે? દિલગીર છું કે મારા ભાઇઓ શરાબની પ્યાલી તથા પશુપક્ષીના માંસને માટે નમાજ, હજ, જકાત ( દાન ) આદિ કાર્ય કરવાનું કષ્ટ ઉઠાવી રહ્યા છે!

સી. ૨૭ સુ. વાકયા. આ૦ ૧૮–૨૧

( ૩૭ ) કુરાનની એ શિક્ષા છે કે સ્વર્ગમાં રેશમી કપડાં પહેરવાને મળશે. પાઠકગણ! રેશમની સાથે એ ખ્યાલ તરતજ આવે છે કે રેશમના કીડા, શેતુરનાં ઝાડ, કપડાં વણવાનાં યંત્રો, વગેરેની જરૂર પડે, શું આ બધો સામાન સ્વર્ગમાં હશે? કદાચ હોય તો કપડાં કોણ ખુદા વણશે? યદિ તે રૂ કોણ સ્વર્ગમાં વસતા કેટલાક મનુષ્યો વણશે? યદિ જો તેમ હોય તો તેમને સ્વર્ગમાં પણ સાધારણ મજુરની માફક જીંદગી ગુજારવી પડશે. ત્યાં વિશેષતા શી? ધણા માણસો કેવલ રેશમી કપડાં આદિથી મોહિત થઇને આવી બાબતોમાં ફસાઇ પડે છે?

સી. ૨૯ સુ. દહર આ. ૧૨–૧૩.

( ૩૮ ) કુરાનની એ શિક્ષા છે કે સ્વર્ગમાં દૂધ તથા મધની નહેરો હશે! ભલા દૂધ-મધની નહેરો હોય તો દૂધને માટે ભેંસો તથા મધને માટે માખિઓની શી જરૂર ? આ એક સાધારણ વાત છે.

સી. ૨૬ સૂ. મોહમ્મદ આ. ૧૬.

( ૩૯ ) કુરાનના ભાષ્યકારોએ તો એટલે સુધી ગપ હાંકી છે કે મનુષ્ય સ્વર્ગની નહેરોમાંથી એકવાર પાણી પીએ તેને ફરીથી તરસ લાગશે નહિ! યદિ તરસ નહિ લાગે તો પછી નહેરો રાખવાની શી જરૂર ? યદિ એમ કહેવામાં આવે કે સ્નાન કરવા રાખી છે, તો એવો કોણ મનુષ્ય હોય કે શરબત, મધ, તથા દૂધથી સ્થાન કરે ?

( ૪૦ ) કુરાનની એ શિક્ષા છે-સ્વર્ગમાં નિવાસ કરનારાઓને સોના ચાંદીનાં કંકણુ પહેરાવવામાં આવશે. ભલાએ કેવી સભ્યતા કે સ્ત્રીઓનું આભુષણુ પુરુષોને પણુ પહેરાત્રવામાં આવે ?

સી. ૧૫. સૂ. કહફ આ. ૩૨.

વિચાર કરો કે એક વિદ્વાન બી. એ. યા એમ. એ. કંકણુ પહેરીને બજારમાં નીકળે તો તેને કેટલી લજ્જા આવશે, તથા લોકો તેમની કેટલી મશ્કરી કરશે. શું સ્વર્ગમાં એ વસ્તુ સભ્ય ગણાતી હશે કે એ લજ્જા જતી રહેતી હશે? હાલ જે મોટા સુધારકો ઘરેણાં પહેરવાની વિરૂદ્ધ છે, તે ત્યાં સ્ત્રીઓની માફક કંકણુ પહેરીને ફર્યા કરશે? કંકણુ બનાવવા માટે સોનું, ચાંદી, સુનાર કોલસા આદિની જરૂર પડશે, કે તે વિના ખુદા સ્વયં બનાવીને દરેકને આપતા હશે? ઘણા ભાઈઓ સોનાચાંદીનાં ઘરેણાં પહેરવાને માટે નમાજ, રોજા, આદિ કરે છે, શરમની વાત છે કે કંકણુની જોડી માટે સેવા કરવી પડે છે?

( ૪૧ ) કુરારની એ શિક્ષા છે કે લોકોને ગોરી, જુવાન તથા કાળી આંખોવાળી યુવતિઓ મળશે. ઉપસ્થિત ગણુ! એ શા

માટે મળતી હશે તેનો આપજ વિચાર કરી લેશો! બ્રહ્મચારી આવી અશ્લીલ વાતો મ્હોથી બોલતાં પણ મહાન પાપ સમજે છે, તો શરમ છે કે તેવા સ્વર્ગથી તો લાહોરનું અનારકલી બજાર ( વેશ્યા-સ્થાન ) સારૂં? નમાજ, રોજા આદિથી કેવા પદાર્થોની પ્રાપ્તિ કરી રહ્યા છે! યદિ હું મારા ભાઇઓની આવી શિક્ષા ઉપર આંસુ પાડું અને તેમને સ્વર્ગનાં દુર્વ્યસનોથી બચાવવા માટે પ્રાર્થના કરૂં એજ મારું કર્તવ્ય છે!

સી. ૨૭ સૂ. રહમાન આ. ૫૫–૭૨.

( ૪૨ ) કુરાનનીએ શિક્ષા છે કે સ્વર્ગમાં જનારને બાળકો પણ મળે છે. જે બાળકો મળે છે, તે બાળકો દાઢી મૂછ વિનાનાં યુવાન હોય છે. મારી સમજમાં નથી આવતું કે સ્વર્ગમાં બાળકોની શી જરૂર હશે? બાળક કોને મળે! પુરુષોને કે સ્ત્રીઓને! ન્યાય તો એ કહેવાય કે એક એક પુરૂષને ઘણી અપ્સરાઓ મળે તો એક એક સ્ત્રીને ઘણા યુવાન બાળકો મળવા જોઇએ! પરંતુ કુરાનમાં તેનો ખુલાસો નથી. બુદ્ધિમાન તથા ન્યાયપ્રિય પુરુષ સ્વયં તેનો ખુલાસો કરી શકે છે. હું ખુદાને પ્રાર્થના કરૂં છું કે તે સર્વને ઉપરના સ્વર્ગથી બચાવે!

સી. ૨૯ સૂ. દહર આ. ૧૯.

ઉપસ્થિત સભ્યગણ! મારી હાર્દિક પ્રાર્થનાને આપ સાથ દો અને સાથે સાથે એક પગથીઉં આગળ ચાલો. હું આપને બતાવીશ કે ઉપરોક્ત સ્વર્ગની માફક કુરાનની શિક્ષા મનુષ્યને દયાળુ બનાવતી નથી! કેમકે જ્યાં માંસ ભક્ષણ તથા બલિપ્રદાન છે, ત્યાં દયાનો ભાવ કયાંથી? એટલા માટે આત્મિક શિક્ષાનો પણ અભાવ છે. કુરાનની શિક્ષામાંથી કોઇ બાબતે મારા કોમળ હૃદય ઉપર એટલી અસર કરી નથી કે જેટલી માંસ ભક્ષણ તથા બલિપ્રદાનની શિક્ષા એ કરી છે! યદિ આપનામાંથી કોઈ પુરુષ મને પ્રશ્ન કરે કે સંસા-રમાં આત્માને નષ્ટ કરનાર સર્વથી અધિક પાપ કયું છે. તો હું

શીઘ્ર ઉત્તર આપું કે માંસભક્ષણ મહાન પાપ છે ! એજ આત્મોન્નતિના માર્ગમાં મહાન અડચણરૂપ છે ! જે હૃદયની પાસેજ પેટમાં માંસ પડયું હોય તથા હાડકાંનો રસ પડયો હોય ત્યાં આત્મિકજ્ઞાન કયાંથી ? માંસના ટુકડા પેટમાં ગયા અને અંદરથી આત્મિક શિક્ષાનો ભાવ બહાર આવ્યો ! યદિ કોઈ પુરુષ મારી પાસે આવીને કહે કે એક ઠેકાણે સોયના નાકામાંથી હાથી નિકળી ગયો ! તો કદાચિત તે વાતને હું સાચી માનું, પરંતુ કોઈ આવીને કહે કે એક ઠેકાણે એક માંસભક્ષકે ઇશ્વર પ્રાપ્તિનો આનંદ અનુભવ કર્યો, અથવા પેગંબર બનીને આત્માના મર્મને જાણ્યો ! તો હું તે વાતને કદાપિ સાચી માનીશ નહિ ! પત્થરનું હૃદય હોય તેજ નિરપરાધી બકરી, વધ વખતે જે વલવલાટ કરે છે તે જોઇને પણ પિગળે નહિ ! આવા હૃદયમાં આત્મિક શિક્ષાનું બીજ કદાપિ ઉગી શકતું નથી. જ્યારે હું એક નિરપરાધિન, અવાક્ બકરીની આંસુભરી આંખોને કસાઈની છુરી ઉપર લગાડેલી જોઉં છું, તથા કસાઇના બંને પગ તડફડતી બકરી ઉપર રાખીને ગળા ઉપર છુરી ચલાવતાં જોઉં છું, ત્યારે મારૂં હૃદય દુઃખથી ભરાઇ આવે છે ! શું લોખંડના તપાવેલા સળીઆમાં ભરાવેલાં પાંદડાં લીલાં રહી શકે ? શું કોઇ માંસ ભક્ષકનું હૃદય આત્મિક શિક્ષાથી હળિયાળુ બની શકે ખરૂં ? નહિ ! કદાપિ નહિ ! ! યદિ કોઇ માંસ ભક્ષક આત્મિક શિક્ષાનો ડોળ કરે તો તેને કહી દેવું જોઇએ કે સિંહ તથા ભેડ કોઇ દિવસ આત્મિક શિક્ષા પ્રાપ્ત કરી શકેજ નહિ !

દયા કે જેને ધર્મનું મૂળ કહેવામાં આવ્યું છે, તે હડ્ડી ચૂસનાર માંસ ભક્ષીથી એટલી દૂર રહે છે કે જેટલી સૂર્યથી પૃથ્વી દૂર છે ! સૂર્યનાં કિરણ પૃથ્વી ઉપર પડી શકે છે, પરંતુ દયાનાં કિરણો માંસ ભક્ષીથી સદૈવ દૂર રહે છે ! માટે તે દયાવાન તથા ધાર્મિક કદાપિ બની શકતો નથી. ઘણી દિલગીરીથી મારે કહેવું પડે છે, કે કુરાન માંસ ભક્ષણ તથા બલિપ્રદાનની શિક્ષા આપી રહ્યું છે ! મારૂં હૃદય

રૂદન કરે છે કે જ્યારે બકરીનો કંઠ તથા કસાઈની છુરીને સ્વર્ગ પ્રાપ્તિને માટે કુરાનનાં પૃષ્ઠો ઉપર બતાવવામાં આવ્યાં છે! સજ્જનો જુઓ–સાંભળો—

( ૪૩ ) કુરાનની શિક્ષા છે કે ખુદાના નામ ઉપર પશુ વધ કરો! તેનું માંસ આપ ખાઓ,: તથા અન્યને પણ ખાવા આપો! કુરાનના કેટલાક ભાષ્યકારોએ તો એટલે સુધી વર્ણન કરી નાખ્યું છે કે જે પુરુષ આ સંસારમાં પશુઓનું બલિપ્રદાન કરે છે, તે પ્રલયને દિવસે તેમની ખાંધ ઉપર ચઢીને વૈતરણીને એ પ્રમાણે ઉતરી શકશે કે જેમ વિજળી ચાલી જાય છે! ઈદુજ્જુહાના દિવસે ( મુસલમાની એક તહેવાર ) મસજિદમાં જઈને ઉપદેશ ( ખુતબા ) સાંભળો તો એજ સંભળાશે કે—'ભાઇઓ! ઈશ્વરને ધન્યવાદ દો કે તમારી પાસેથી ભેડ, બકરી આદિની કુરબાની લેવી સ્વિકારી છે! યદિ ઈસ્માઈલનો વધ થઇ ગયો હોત તો આજ પ્રત્યેક લમાનને પોતાના જ્યેષ્ટ પુત્રનું બલિ આપવું પડત! ઈત્યાદિ ઈત્યાદિ વાતો સંભળાવવામાં આવે છે. સાથે સાથે સાંભળનારનો પણ ધન્યવાદ માનવામાં આવે છે! પરંતુ કિંચિત વિચાર કરવાથી માલુમ પડે છે કે કયાં પશુઓનું હનન અને કયાં મોક્ષ? શોક છે કે દરેકે પોતાની અંદરના બકરારૂપી દુર્ગુણ—દુર્વ્યસનોનું બળિદાન આપવું જોઇએ, કે જે આત્મિક શિક્ષારૂપી લીલોતરીને ચરી રહ્યાં છે! તેમનું બળિદાન આપવાને બદલે બિચારાં નિરપરાધી જે ઘાસ, પાંદડાં ખાનાર ભેડ, બકરાં, તથા ગાય આદિ લાભદાયી પશુઓનો વધ કરીને ચિત્તની વૃત્તિઓને વધુને વધુ દુર્વ્યસનો તરફ લલચાવે છે!

ઈશ્વર કરેકે મુસલમાન ભાઇઓ! તમે સાચું બલિપ્રદાન કરતાં શીખો! ભેડ, બકરી, ગાય તથા ઉંટ આદિનું હનન કરવાને બદલે તમે તમારા મનની કુત્સિત, ચંચલ વૃત્તિઓનું હનન કરીને ઈશ્વરના ન્યાયાલયમાં ઉપસ્થિત કરીને ઋષિ–મુનિઓની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરો! જ્યારે ઈશ્વર, રક્ત, માંસ, ચર્માદિનું પાન નથી કરતો, તો નાહક

પશુવધ શા માટે કરો છો ! હૃદયની પવિત્રતાની તેમની સન્મુખ ભેટ ધરો !
સી. ૧૭ સૂ. હજ્જ આ. ૩૪–૩૭

( ૪૪ ) કુરાનની શિક્ષા છે કે મૃત શુકર તથા તથા લોહી અભક્ષ્ય છે ! ભલા મરણ પામ્યું કોને કહેવું? જેમાંથી પ્રાણ નિકળી ગયો હોય તે મરણ પામેલું કહેવાય છે. ચાહેતો તે લાકડી, છુરી ગમે તેનાથી મારવામાં આવ્યું હોય, ચાહે સેતાનનું નામ લઇ મારવામાં આવ્યું હોય કે ખુદાનું નામ લઈ મારવામાં આવ્યું હોય! તો પણ જેનામાં પ્રાણ નથી તે સઘળું મુડદાલ કહેવાય છે. યદિ ખુદાનું નામ લઇ પશુવધ કરવામાં આવે તો તે માંસ મુંડદાલ કહે-વાય ? કહેવાય તો તે હરામ શા માટે નહિ? વળી રક્ત ( લોહી ) અભક્ષ્ય છે. તો હું પૂછું છું કે લોહીનુંજ માંસ બને છે. તો માંસ પણ અભક્ષ્ય ગણવું જોઇએ ! માદાના ગર્ભાશયમાં હાડકાં, માંસ, ત્વચા આદિ સર્વ અવયવો લોહીમાંથી બને છે. ત્યાં માંસ, ચરબી એ કોઇ જુદા જુદા પદાર્થમાંથી બનતા નથી. જો લોહી અભક્ષ્ય ગણવામાં આવે તો માંસ પણ અભક્ષ્ય ગણવું જોઇએ ! કેમકે માંસ એ લોહીનું ઘટ્ટ સ્વરૂપ છે. પરંતુ તેમને આ વાત કોણ સમજાવે! ત્યાંતો પક્ષપાતની ખેંચાખેંચી ચાલે છે ! કોની શક્તિ છે કે તેમનાથી વિપરિત ઉપદેશ આપી શકે? વળી પૂછો કે ' સુઅર ' શા માટે અભક્ષ્ય ગણવામાં આવ્યો છે? શું એટલા માટે કે સુઅર ખરાબ પદાર્થોનું ભક્ષણ કરે છે? યદિ એ કારણ હોય તો મુરઘાં, ભેડ પણ એવા અભક્ષ્ય પદાર્થો ખાય છે. માટે તેમનું માંસ પણ ન ખાવું જોઇએ ! મુરઘાં ઘણાં કામી હોય છે, તથા બકરાં પણ અધિક કામી છે. તો તેમનું માંસ ભક્ષણકરવાથી કામશક્તિ અધિક ઉત્પન્ન થાય છે ! તો તે પણ અભક્ષ્ય (હરામ) ગણવાં જોઇએ. મને કંઈ કારણ જણાતું નથી કે અન્ય પ્રાણીઓનું માંસ ભક્ષ્ય અને સુઅરનું અભક્ષ્ય શા માટે ગણાતું હશે ?

સી. ૬ સૂ. માયદા આ. ૪

( ૪૫ ) કુરાનની શિક્ષા છે કે લોહી એટલે સુધી અભક્ષ્ય છે કે તેનું એક બુંદ પણ કપડાં ઉપર પડે તો તે અપવિત્ર થઈ જાય ! તો શું લોહીનું ઘન સ્વરૂપ અર્થાત્ માંસ ખાવાથી આત્મા અપવિત્ર ન થઇ શકે ? શોક છે કે શરીર તથા આત્માને કપડાંથી પણ હલકો સમજવામાં આવે છે !

સી. ૬ સૂ. આયદા આ. ૪

( ૪૬ ) કુરાનની શિક્ષા છે કે લબેત અલ્લાહ અર્થાત્ કાબાના ઘરમાં ( જે પવિત્ર માનવામાં આવે છે ) લોહીનો છાંટો પડવા દો નહિ ! શું ખુદાનું ઘર અરબના એક ખુણાથાં મર્યાદિત સીમામાં છે ? તો બાકીનો સંસાર શું સેતાનનું ઘર છે ? તે ઘરમાંજ લોહી નહિ પડવા દેવાનું વિધાન કેમ લખ્યું હશે તે સમજાતું નથી. આથી તો એ સિદ્ધ થાય છે કે ખુદા એક સ્થાનમાં વાસ કરનારા છે, એક ખુણામાં પોતાનું ઘર રાખે છે ! શોક છે તેમની બુદ્ધિ ઉપર કે આખા સંસારને તેમનું ઘર નહિ સમજીને લોહીથી અપવિત્ર કરી રહ્યા છે ! એ દિવસ ક્યારે આવશે કે નિર્દોષ ભેડ, બકરીનાં બચ્ચાંનો શોકજનક અવાજ ( પશુવધ વખતે ) સાંભળીને જેમ પોતાના બાળકનું કાઈ પાપી ખુન કરતો હોય તે જોઇને મનની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ થાય ?

સી. ૭ સૂ. માયદા આ. ૯૭

( ૪૭ ) કુરાનની શિક્ષા છે કે અહરામના દિવસોમાં આખેટ કરવું. તથા કોઈ પશુનો વધ કરવો નહિ. અહરામ તે દિવસોને કહે છે કે જ્યારે હાજી ( યાત્રી ) લોકો ખુદાના ઘરની યાત્રા કરવાને માટે દૃઢ પ્રતિજ્ઞા કરે છે. પરંતુ શું આ દિવસ એક અરબી માસની ચોક્કસ તથિજ હોઇ શકે ? કે તેજ દિવસોમાં મનુષ્ય નિર્દોષ બની શકે ? યદિ તેમ હોય તો માનવું પડશે કે ખુદા પણ નિયમિત ઋતુની માફક ચોક્કસ દિવસોમાંજ પોતાના ઘરમાં રહે છે, અને બાકીના

દિવસોમાં ગુપ્ત રહે છે ! પરંતુ એવું નથી. ઈશ્વર પ્રત્યેક દિવસ તથા પ્રત્યેક સ્થાન ઉપર સદૈવ રહે છે. જે પક્કો હાજી છે તે સદાય નિ-ર્દોષ જીંદગી ગુજારી શકે છે. તથા કોઈ દિવસ પણ પશુઓનું રૂધિર વહેવરાવીને પૃથ્વીને અપવિત્ર કરી શકતો નથી. તથા કોઇ દિવસ પણ નિર્દોષ પશુઓનો વધ કરીને પોતાના ચિત્તને દયાભાવથી રહિત કરતો નથી. માટે અરબી હાજીથી વધીને જેમના સઘળા દિવસો અહરામ છે, તે અધિક પ્રતિષ્ઠાદાયી છે. ઈશ્વર કરે કે મુસ-લમાનોમાં પણ એવા નિર્દોષ હાજી ઉત્પન્ન થાય ! કેવલ હાજીજ ઉત્પન્ન થાય એટલુંજ નહિ પણ તે બુદ્ધિમાન અને બ્રહ્મજ્ઞાની બને. હું પ્રાર્થના કરૂં છું કે તે ઉપરોક્ત વાતોને પડતી મૂકે, અને તેના જેવી નીચેની સૃષ્ટિક્રમ વિરૂદ્ધ વાતોનો તીવ્ર બુદ્ધિથી વિચાર કરીને તેમાંથી પણ ચિત્તને પાછું ખેંચીલે ! ઉપસ્થિત સભ્ય ગણ ! હું કુરાની શિક્ષાની વાતોમાંથી કેટલીક વાતો કે જેને સભ્ય માણસો હસી કાઢે છે તે ઉપસ્થિત કરૂં છું—

સી. ૭. સૂ. માયદા આ૦ ૯૬–૯૮

(૪૮) કુરાનની શિક્ષા છે કે મહાત્મા " મુસા " ની લાકડીનો ખુદાએ મોટો સાપ બનાવી દીધો ! જેને જોઇને ' ફરઉન ' કે જે એક નાસ્તિક રાજા હતો તે ડરી ગયો ! તે સમજ્યો કે ' મુસા ' એક જાદુગર છે. પછી બીજા ઘણા જાદુગરોને બોલાવવાની આજ્ઞા કરી. જાદુગરોએ આવીને લાકડીઓ તથા દોરડાંના સાપ બનાવી દીધા ! ' મૂસા ' પણ આ દૃષ્ય જોઇને ડરી ગયો. ખુદાએ તેજ સમયે ફિરસ્તો મોકલીને કહ્યું કે તું ડરીશ નહિ તારી જીત છે ! તું તારી લાકડી પૃથ્વી ઉપર ફેંકી દે. નિદાન મૂસાએ ખુદાની આજ્ઞાનુસાર તેમ કર્યું પછી ( ફૈજા હિયા સોબાનુન મુબીન ) જોત જોતામાં એક મોટો અજગર બની ગયો અને ( ફૈજા હિયા તલક ફૌમાયાફિકૂન ) પછી પેલા જાદુગરોના લાકડીને દોરડાંના બનાવેલા સાપને તે ખાઇ

ગયો ! ભાષ્યકારોએ તો એટલે સુધી ગપ્પ મારી છે કે એ સઘળી લાકડીઓ તથા દોરીઓ ૪૦ ગધેડાં ઉપર લાદીને ત્યાં લાવવામાં આવ્યાં હતાં. તેનું વજન ઘણું ( સેંકડો મણ ) હતું ! મૂસાની લાકડીએ એટલું બધું વજન ખાઇ જવાનું સાહસ કર્યું ! વળી કહેવામાં આવ્યું છે કે ચારે તરફ જોનારા એક ચિત્ત થયા હતા, તે એટલા બધા ડરી ગયા કે દોડતાં દોડતાં એક બીજાના પગ તળે ૨૫૦૦૦ મનુષ્યો ચગદાઇ મુઆ ! મૂસાએ જોયું કે આતો મોટો અન્યાય થયો ! આવડી મોટી ઇશ્વરની પ્રજા આ રીતે મારી ગઇ, એથી તેણે અજગરને પકડી લીધો એટલે તે મૂળ સ્વરૂપમાં લાકડી બની ગઈ ! આશ્ચર્યની વાત છે કે તે લાકડી સેંકડો મણ વજન ખાઈ ગઈ તોપણ તે જેવીને તેવીજ રહી ! ખરેખર ! અદ્‌ભુત ક્રિયાતો આનુંજનામ ! અને તેને માનનાર પણ કુરાનાનુયાયીજ હોવા જોઈએ ! કે જે સૃષ્ટિ નિયમ તથા બુદ્ધિને પાગલખાનાના ઉપરીને સોંપી આવ્યા હોય ! એક ઓગણીસમી સદીના રિફોર્મર ( સુધારાવાદી ) મુસલમાને કુરાનની એવી મિથ્યા વાતો ઉપર કલાઈ ચઢાવવાનો પ્રયત્ન તો કર્યો. પરંતુ એ રીતે મલમપટા કરવાથી અસલી વાત છૂપાઈ શક્તી નથી. ઈશ્વરની કૃપાથી મારા ભાઈઓની જો આંખો ખૂલે તો ઘણું સારૂં કે જેથી આ પ્રમાણેની અસત્ય વાતો ને તે જોઇ શકે !

સી. ૯ સૂ. એરાફ આ૦ ૧૭–૧૧૭

(૪૯) કુરાનની એ શિક્ષા છે કે મૂસાએ ઉપરોક્ત લાકડી મારીને સમુદ્રને ચીરી નાખ્યો ! જેથી સમુદ્રમાં બાર રસ્તા બની ગયા ! તે રસ્તે થઈને મૂસાની સર્વ સેના દરિયામાં થઇને બહાર નીકળવા લાગી, અને જ્યારે સંપૂર્ણ નીકળી રહી તે પછી જ્યારે ફરઉનની સેના નીકળવા લાગી એટલે સમુદ્ર એકત્ર થઈ ગયો જેથી તે સર્વ સેના ડૂબી મરી ! પરંતુ મુસા અને બની ઇસ્રાઇલ નિર્વિઘ્ને નીકળી શકયા ! વાહ ! કેવી વિચિત્ર લાકડી ? કે તે રાત્રીએ પહેરેગીરનું

કામ કરતી હતી, અને દિવસે છત્રીનું કામ કરતી હતી. વળી તે ઇ-ચ્છાનુસાર નાની મોટી પણ થઈ શકતી હતી ! આવી અલૌકિક શક્તિથી તો તેણે સમુદ્રમાં રસ્તો કરી દીધો હતો ! પરંતુ જ્ઞાત નથી કે મહાત્મા મૂસાના મૃત્યુબાદ એ લાકડી કયાં ચાલી ગઈ ? નિઃસંદેહ એવા પદાર્થો કોઇ અજાયબ ઘરમાં રાખવા જોઈએ ! શોક છે એવી ઇસ્લામી વાતો ઉપર !

સી. ૧૯ સૂ૦ શઅરા આ૦ ૬૩-૬૬

(૫૦) કુરાનની એ શિક્ષા છે કે હજરત મૂસાએ લાકડી મારીને પત્થરમાંથી પાણીનું ઝરણુ કાઢયું જેથી બની ઇસરાઇલે સારી રીતે તૃપ્ત થઇને પાણી પીધું ! બુદ્ધિમાન ભાષ્યકારો તો આ ગપ્પને એટલે સુધી આગળ હાંકે છે કે જ્યારે મહાત્મા મૂસા 'યથન' નામના નગરમાં પધાર્યા ત્યારે માર્ગમાં એક નાનો પત્થર મળ્યો. તે પત્થર હજરત મૂસા સાથે વાર્તાલાપ કરવા લાગ્યો, અને કહ્યું કે મને તું સાથે લઈ લે ! હું કોઇ કઠિન સમયમાં તારા કામમાં આવીશ. નિદાન મહાત્મા મૂસાએ તે પત્થર લઇને પોતાના તોબરામાં ઘાલી લીધો. જ્યારે બની ઇસિરાઇલે પાણી માગ્યું, ત્યારે ખુદાએ કહ્યું કે તારા તોબરામાં જે પત્થર છે, તે બહાર કાઢીને તેના ઉપર લાકડી માર ! તેમાંથી બારે પાણીની ધારાઓ બહાર નીકળશે. નિદાન એ પ્રમાણેજ બન્યું પુરાણમાંતો શિવજીના માથામાંથી ગંગા નીકળ્યાનું લખ્યું છે, ત્યારે કુરાનમાં તો તેથી આગળ વધીને પત્થરમાંથી પાણીની બાર ધારા વહેવાનું લખ્યું છે. શોક છે સંસારની અવિદ્યા ઉપર !

સી. ૧ સૂ૦ બકર આ૦ ૫૬

(૫૧) કુરાનની એ શિક્ષા છે કે જ્યારે બની ઇસરાઈલ સત્ય માર્ગથી વિહિત થઈ ગયો, અને ખુદાની વાતોને ભૂલી ગયો, ત્યારે ખુદાએ એક પહાડ ઉચકીને તેને કહ્યું કે જો મારી આજ્ઞાને તું

નહિ માને તો આ પહાડ તારા શિર ઉપર નાંખું છું. દિલગીરીની વાત છે કે ખુદાને શિક્ષા કરવા માટે પહાડ ઉચકવાનું કષ્ટ સહેતું પડયું! સંભવ છે કે કદાચ આ વાત કુરાનમાંથી પુરાણમાં આવી હશે કે પુરાણમાંથી કુરાનમાં ગઈ હશે. કેમકે મહારાજા કૃષ્ણે આંગળીથી પહાડ ઉઠાવ્યો તે પણ ઉપરના જેવીજ વાત જણાય છે. હાય! કેટલી અવિદ્યા તથા અંધકાર છે!

સી. ૧. સૂ૦ બકર આ૦ ૬૨

(પર) કુરાનની એ શિક્ષા છે કે મહાત્મા સુલેમાન એક વખત મેદાનમાંથી ચાલ્યા જતા હતા, તે વખતે ત્યાંની કીડીઓએ તેની સેનાને આવતાં જોઈ, તેમાંની એક કીડી બોલી કે ભાઈઓ! તમે સર્વ પોતાના ઘરમાં ( દરમાં ) પેસી જાઓ. કે જેથી સુલેમાન તથા તેની સેના તમને પગથી કચડી નાખે નહિ! સુલેમાન આ વાત સાંભળી ખૂબ હસ્યા, અને ઈશ્વરનો ઉપકાર માન્યો કે પોતે કીડીઓની વાતચિત પણ સાંભળી સમજી શકે છે! મહાશયો! ડારવીન જેવા મનુષ્યોએ માખી તથા કીડીઓની જીંદગી પાછળ પોતાની આખી જીંદગી વ્યતિત કરી દીધી તોપણ તેઓ તેમની વાતચિત સાંભળી શકયા નહિ! તીક્ષ્ણ બુદ્ધિવાળા ભાષ્યકારોએ તો આ વાતને એટલે સુધી વધારી દીધી છે કે તે કીડીનું શરીર એક ઘેટા જેવડું હતું તેનું નામ “ મન્દજા ” હતું. અને તે કીડીનો અવાજ સુલેમાને ત્રણ કોસ દૂરથી સાંભળ્યો હતો! વાતચીત કરતાં કીડીને કહ્યું કે તારી સેના કેટલી છે? કીડી બોલી કે મારી પાસે ચાર હજાર યોદ્ધા છે, અને તે દરેક યોદ્ધાને આધિન ચાલીશ ચાલીસ સહસ્ત્ર પ્રધાન છે, તથા પ્રત્યેક પ્રધાનને આધિન ચાલીસ ચાલીસ સહસ્ત્ર કીડીઓ છે! સારાંશ એ છે કે સુલેમાન તથા કીડીનું ઘણું આશ્ચર્યદાયક સંભાષણ છે. જે બાળકોને રોતાં છાનાં રાખવા મનોરંજક છે! શોક છે તે ભાષ્યકારોની બુદ્ધિ ઉપર કે કીડીઓની કહાનીઓને

ઈશ્વરની તરફથી કહેલી ગણીને ઈશ્વરના જ્ઞાનને બદનામ કરે છે! ઈશ્વર! તું પ્રકાશ આપ અને તે ભાઈઓને સીધો રસ્તો બતાવ.

સી. ૧૯ સૂ૦ નમલ આ૦ ૧૭–૧૯

(૫૩) કુરાનની શિક્ષા છે કે હજરત સુલેમાન જન્તુઓની ભાષા જાણતા હતા. હુદહુદ અને ચકીરાહે પક્ષીની વાત કુરાનમાં છે, તે ઘણી વિચિત્ર છે. હુદહુદની સુલેમાનની સાથે વાતચિત, 'ચકીરાહે' નો રાણીની તરફથી પત્ર લઈ જવો, અને ત્યાંથી ઉત્તર લાવવો રાણીનું સુલેમાનની સમીપ આવવું. ઇત્યાદિ ઈત્યાદિ મનોરંજક કહાણીઓ ઈશ્વરીય જ્ઞાનની કહાણીઓ છે. કદાચ આ કારણથી હુદહુદને સુલેમાનનો પુત્ર કહેતા હશે. પણ શું આજ કાલ તે પોતાના સુલેમાનની ભાષા ભૂલી ગયા હશે? વળી આ વાતોને જે અસંભવિત ગણે તે કાફર ગણાય, એ કેવી વિચિત્ર વાત? અવિદ્યાના જમાનામાં તો આવી અસંભવ વાતોને કદાચ સાચી માની લેવામાં આવે. પરંતુ આજકાલ બી. એ. એમ. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરેલા મુસલમાનભાઈઓ પણ બહુધા એવી વાતોને માની રહ્યા છે!

સી. ૧૦ સુ૦ નમલ આ૦ ૧૬–૨૨

(૫૪) કુરાનની શિક્ષા છે કે વાયુ–પવન સુલેમાનની આજ્ઞાથી ચાલતો હતો; તથા તેના સિંહાસનને એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચાડી દેતો હતો! સંભવ છે કે કુરાની ભાઈઓ આથી એ સિદ્ધ કરવા ધારતા હશે કે જુઓ કુરાનતો સાયન્સનો ભંડાર છે! યુરોપ વાસીઓએ તો હમણાં બલુન યંત્ર બનાવ્યું છે, પણ કુરાનમાં તો તેનું વર્ણન પ્રથમથી છે! સુલેમાન બલુન ઉપર ચઢયા કરતા હતા. સંભવ છે કે રેલ્વે–તારની હકીકત પણ કુરાનમાંથી નીકળી આવે! પરંતુ સુલેમાનની આજ્ઞાનુસાર વાયુનું ચાલવું ઘણું આશ્ચર્યદાયક છે. વાયુ કેવી રીતે તેમની આજ્ઞા સાંભળતો હશે? એ વાતને લઈને કદાચ એક પરિ-

હાસકે વાયુ તથા મચ્છરોનો મુકર્દમો સુલેમાનની અદાલતમાં ચા-
લતો બતાવ્યો હશે !

સી. ૨૩ સૂ૦ સદ આ૦ ૩૬

(૫૫) કુરાનની એ શિક્ષા છે કે ખુદાની વહી (સ્વર્ગીય આજ્ઞા) કેવલ પેગમ્બરોનીજ પાસે આવી એમ નથી. કિંતુ એ આજ્ઞા મધુ-મક્ષિકાઓની પાસે પણ આવેલી છે. નિદાન મક્ષિકાઓનું મધ બનાવવું તથા મધપુડો બનાવવો એ તે આજ્ઞા અનુસાર હશે. એ પ્રમાણે તો કૌઆ-કબુતર આદિ સર્વ પક્ષીઓ પણ આજ્ઞાનુસાર બનતા હશે. રાજા તથા શિલ્પકાર પણ તે ખુદાઇ આજ્ઞાનુસાર કામ કરતા હશે. પરંતુ જબરાઇલનો આકાર તે કેમ દેખી શકતા નથી ? તથા તે કેમ ઇલ્હામનો ડોળ કરતા નથી ? કારણ એ છે કે તે બુદ્ધિમાન છે.

સી. ૧૪ સૂ૦ નહલ આ૦ ૬૮-૬૯

(૫૬) કુરાનની એ શિક્ષા છે કે અબાબીલ નામના પક્ષીએ કાંકરાઓ મારીને હાથી તથા મનુષ્યોનો સંહાર કરી નાખ્યો. ક્યાં હાથી અને ક્યાં કીડા ખાનારૂં "અબાબીલ" નામનું પક્ષી ! ભાષ્યકાર મહશયોએ તો પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી સારૂં કામ કર્યું છે ! કહે છે કે એક એક અબાબીલ ત્રણ ત્રણ કાંકરા લાવતું હતું, બે કાંકરા બે પગમાં, અને એક ચંચુમાં રાખતું હતું. પ્રત્યેક કાંકરી ઉપર તેના વડે જે મનુષ્યનું મૃત્યુ થવાનું નિર્માયેલું હતું તેનું નામ લખેલું હતું. જેના નામની કાંકરી હતી, તેનેજ તે વાગતી હતી. તે એટલે સુધી કે કોઇ મનુષ્ય રણભૂમિમાંથી નાસી ગયો હોય તો તેના નામની કાંકરી તેની પાછળ જતી; અને તે જ્યાં ઉભો રહ્યો હોય ત્યાં જઇ તેના માથા ઉપર વાગતી હતી. આથી તત્કાળ તેનો પ્રાણ નીકળી જતો હતો ! શોક! અવિદ્યાના સમયમાં ઉગેલું વૃક્ષ હજુ સુધી લીલું રહેવા પામ્યું છે !

સી. ૩૦ સૂ૦ ફીલ આ૦ ૧-૫

(૫૭) કુરાંનની એ શિક્ષા છે કે ખુદાએં નાસ્તિંકોને આસ્તિક બનાવવાને માટે એક ખાસ ઉંટડી ઉત્પન્ન કરી. મૂર્ખ લોકો તો એટલે સુધી ગપ્પાં હાંકે છે કે તે ઉંટડી એક પત્થરમાંથી ઉત્પન્ન થઇ, અને ઉત્પન્ન થતાંની સાથેજ તેણે બચ્ચાનો પણ જન્મ આપ્યો પછી કાફરો એ તે ઉંટડીને મારી નાખી. ભાષ્યકારો લખે છે કે તેથી ઉંટડીનું બચ્ચું ડરી ગયું અને પહાડની તરફ નાસી ગયું, અને ત્યાં તેણે ત્રણ વખત બૂમ પાડી. પછી તે આકાશ તરફ ઉડી ગયું ! નિદાન પ્રલયને દિવસે તે ઉંટડી પોતાના બચ્ચાની સાથે બહિસ્ત (સ્વર્ગમાં) ચરતી ફરશે ! શોક છે એવી મૂર્ખતા ઉપર તથા એવી ગપ્પો ઉપર!

સી. ૧૫ સૂ૦ ઇસરાઇલ આ૦ ૫૯

(૫૮) કુરાનની એ શિક્ષા છે કે ખુદાએ બની ઇસરાઇલને તેના દુષ્ટાચારના કારણથી વિજળી દ્વારા નષ્ટ કરી દીધો ! ભાષ્યકાર કહે છે કે મહાત્મા મૂસા એ બનાવને જોઇને રોઇ પડયા કે લોકો માને શું કહેશે ! આથી ખુદાએ પાછા તે સઘળાને જીવિત કરી દીધા ! વિદિત થાય છે કે આ બીજી વાતોની માફક ગપ્પજ મારી જણાય છે. નહિ તો વિજળીથી નષ્ટ કરવું અને પાછા જીવીત કરવું એ કેવો વિચિત્ર સંબંધ ?

સી. ૧. સૂ. બકર આ. ૫૪–૫૫

(૫૯) કુરાનની એ શિક્ષા છે કે બની ઇસરાઇલ મિસર દેશથી નીકળીને ભૂખે મરવા લાગ્યો તો ખુદાએ તેને માટે મન* તથા 'સલવા' નામનું પક્ષી આકાશમાંથી મોકલ્યું. ભાષ્યકાર કહે છે કે સલવા એક પ્રકારનું પક્ષી થતું હતું, કે જે ઘાસ ઉપર આવીને બેસતું, અને પછી પોતાની મેળેજ શેકાઇ જઇને નીચે પડતું. તેનામાં રૂધીર, હાડકાં તથા નસ વગેરે કંઈ હોતું નહિ. તિક્ષ્ણજ બુદ્ધિવાળા આ ભાષ્યકારોને કોઈ પૂછે કે પક્ષી સ્વયં શેકાઈ જઇને કેવી રીતે

---

* 'મન' એ એક પ્રકારનો મિષ્ટ પદાર્થ છે કે જે આકાશમીથ રાતમાં આવીને પાંદડાં ઉપર ડરતો હતો.

બાંય પડી જતું ! અને તેનામાં નસ, રૂધીર, હાડકાં નહોતાં તો તે ઉડનારૂં પક્ષી કેવી રીતે કહેવાઈ શકે ? આ સઘળું બચ્ચાંને રિઝવવવાની વાતો માત્ર છે. જેનો હું કદાપિ સ્વિકાર કરતો નથી.

સી. ૧ સૂ. બકર આ. ૫૬

(૬૦) કુરાનની એ શિક્ષા છે કે બની ઇસરાઇલને સૂરજની ગરમીએ સતાવ્યો ( હેરાન કર્યો ) માટે ખુદાએ તેના ઉપર વાદળાં મોકલ્યાં, અને છાપરાની માફક તેના ઉપર છાયા કરવા લાગ્યાં કેટલાક લોકો એટલે સુધી અનર્થ કરે છે કે તે વાદળ બની ઇસરાઈલની સાથે ચાલ્યા કરતું અને છાયા કરતું હતું. હું આ વાતનો સ્વિકાર કરતો નથી.

સી. ૧ સૂ. બકર આ. ૫૬

(૬૧) કુરાનની શિક્ષા છે કે બની ઇસરાઈલને કહેવામાં આવ્યું કે ગાયનો વધ કરો. લોકો ઘણા ગભરાયા અને મુસાને કહેવા લાગ્યા કે શું તમે અમારી સાથે મશ્કરી કરો છો ? ગભરાવાનું એ કારણ હતું કે તેમનામાંથી એક માણસને કોઇએ મારી નાખ્યો હતો, અને તે મારનાર પકડાયો નહોતો. માટે ખુદાએ આજ્ઞા આપી કે ગાયનો વધ કરીને તેનો એક ટૂકડો મરી ગયેલા માણસના શબને મારો જેથી તે પુનઃ જીવિત થશે, અને તે પોતે પોતાના મારનારનું નામ બતાવી દેશે. નિદાન ખુદાની સાથે ઘણા તર્ક-વિતર્ક કર્યા પછી ગાયનો રંગ, આયુષ્ય વગેરેનો નિર્ણય થયો અને તેવી ગાય લાવીને તેનો વધ કરવામાં આવ્યો. ભાષ્યકાર મહાશય આ વાતને પુષ્ટ કરવાને માટે લખે છે કે ગાયનું પુછડું લઇને શબને મારવામાં આવ્યું, કે તરત શબ જીવિત થઇ ગયું, અને પોતાને મારનારનું નામ બતાવીને પાછું તરત મરણ પામ્યું ! જુઓ ગાયના પુછડામાં મૃતકને જીવિત કરવાનું સામર્થ્ય છે ! માટે કદાચ કોઈ પૌરાણિક ભાઇઓ

ગાયનું પુછડું પકડીને મુક્તિ મેળવવાનું ધારી લે તો તેમાં શું આશ્ચર્ય છે! શોક છે કે જે કુરાન જેવું કે જેને સઘળાં પુસ્તકોની માતા ( મૂળ પુસ્તક ) ગણવામાં આવે છે તેમાં આવી ગપો ભરી દીધી છે! ( ઉમ્મુલ કિતાબને બદલે ઉમ્મુલ ગપ્પાત બની ગયું છે ).

સી. ૧ સૂ. બકર આ. ૬૬-૭૨

(૬૨) કુરાનની એ શિક્ષા છે કે ખુદાએ ફરઉનના લોકો ઉપર ટિડ્ડીમેડક ચીચડી આદિનું દુઃખ ઉતાર્યું, તથા ફરઉનીઓના ઘરોને તોફાનમાં ડૂબાવી દીધાં! ભાષ્યકાર લખે છે કે ફરઉનીઓના ઘરમાં તોફાનીઓ ભરાઈ ગયા. પરંતુ ઇસરાઇલિઓનાં ઘર નીચે હોવા છતાં પણ તે સુખપૂર્વક રહેતા હતા. ( તોફાનીઓ તેમને સતાવતા નહતા ) વળી ખુદાએ નીલ નદીનું પાણી લોહી બનાવી દીધું! જ્યારે ફરઉની લોકો પાણી પીવા જાય ત્યારે લોહી થઈ જાય અને ઇસરાઇલિઓ પીવા જાય ત્યારે પ્રથમના જેવું પાણી બની જાય! હું પૂછુછું કે કુરાનમાં આવી મિથ્યા વાતોની શી આવશ્યકતા હતી? સત્ય છે કે હબસિઓના હાથમાં ગોરા લોકો ફસાયા ( પકડાયા ) ત્યારે તેમણે જોયું કે આ ગોરા તો આપણાથી સર્વથા વિલક્ષણ છે! પછી તેમણે પોતાના જેવું તેમનું શ્યામ મ્હોં કરવા તે ગોરાઓના મ્હોં ઉપર કાળો રંગ ચોપડીને પોતાના જેવું કરી દીધું! શોક છે આવા ઈશ્વરી જ્ઞાન ઉપર! હું તેનો સ્વિકાર કરવા અસમર્થ છું?

સી. ૯ સૂ. એરાફ આ. ૩-૧૩

(૬૩) કુરાનની એ શિક્ષા છે કે જ્યારે મૂસા ખુદા સાથે વાતચિત્ત કરવામાં નિમગ્ન હતો ત્યારે બની ઇસરાઇલે ધાતુના બનાવેલા વાછડાની પૂજા કરવા માંડી. આ વાછડો ગાયની માફક બોલ્યા કરતો હતો. ઉપસ્થિત ગણ! આ વાતનો સ્વયં ખુદાએ તથા ભાષ્યકારોએ ખુલાસો કરી દીધો છે કે-જ્યારે બની ઇસિરાઇલ નીલ નદી

ઉતરી રહ્યો હતો, તે વખતે મહાત્મા જબ્બરાઇલ ઘોડા ઉપર સ્વાર થઇને તેની આગળ આગળ ચાલતા હતા. એક 'સામરી' નામના મનુષ્યે જબ્બરાઇલને જોઈ લીધો અને તેના ઘોડાના પગથી ઉડતી ધૂળમાંથી એક મુઠ્ઠી ભરી લીધી! પછી તેણે મુસાની ગેરહાજરીમાં સોના ચાંદીને ગાળીને તેનો વાછડો બનાવી દીધો, અને તેના મુખમાં પેલી મુઠી રેતી ભરી, એટલે તરત તે વાછડો બોલવા લાગ્યો. તે વાછડાનો અવાજ સંભાળતાંની સાથેજ બની ઇસરાઇલિ તેની સન્મુખ સિજદેમાં ઢળી પડયા! જ્ઞાત થાય છે કે પૂર્વકાળમાં ગાયની પૂજા હતી, કિંતુ ખુદાએ તો ધાતુની ગાય જીવિત કરીને બોલાવી. આ કેવળ ગપ્પ છે! મને આ વાત માન્ય નથી.

સી. ૧૬ સૂ. તો. આ. ૮૮–૯૮

(૬૪) કુરાનની શિક્ષા છે કે ખુદાએ ઇબ્રાહીમને કહ્યું કે તારો પુત્ર મારા નામ ઉપર બળિદાન કર! નિદાન તે પોતાના પુત્રનું બળિદાન કરવા તૈયાર થયો. પણ છરીએ પુત્રને કાપ્યોજ નહિ અને ખુદાએ એક દુમ્બા જબ્બરાઇલિનો હાથ સ્વર્ગમાથી મોકલ્યો, અને કહ્યું કે ઇબ્રાહીમ! તું ઘણો શૂરવીર છે, લે આ મેંઢાનું તારા પુત્રને બદલે બળિદાન કર! ભાષ્યકારોએ આ વાતને વધારીને લખી છે કે–ઇસમાઇલનો ગ્રીવા (ડોક) તાંબાની બની ગઇ હતી, એથી તે છરીથી કપાઇ શકી નહિ! કોઈ કોઈ કહે છે કે કપાઇ જતી પણ પુનઃ મળી જતી હતી! હવે જે દુમ્બા સ્વર્ગમાંથી આવ્યો હતો. જે એક સમય આદમના પુત્ર હાબિલે ખુદાના નામ ઉપર બળિદાન કર્યું હતું. તે સ્વર્ગમાં હતો માટે તેનું ફરીથી બળિદાન કરવામાં આવ્યું. એ "દુમ્બા" ને મોટાં મોટાં શિંગડાં હતાં તથા તે ચાળીસ વર્ષ પર્યંત સ્વર્ગમાં દ્રાક્ષ ખાતાં ખાતાં રહેતું હતું. હું આવી વાતોને માનતો નથી.

સી. ૨૩ સૂ. જકાત આ. ૧૦૨–૧૦૭

૫) કુરાનની શિક્ષા છે કે પેગંબર ઇબ્રાહિમને અગ્નિમાં
ખો ! તત્કાલ અગ્નિ ઠંડો થઈ ગયો. ચારે તરફ પુષ્પ ખીલી
ને પાણીનાં ઝરણાં વહેવા લાગ્યાં. આશ્ચર્યની વાત છે કે
' અને ' કરનીમર ' નામના ઇશ્વિર ભક્તોને આગમાં નાખ્યા
ાગ ઠંડી ન થઈ ! શું તે વાત ખુદાને સ્મરણમાં નહોતી
પથવા શું તે ભક્તોથી ખુદાનો ઇબ્રાહીમ ઉપર વિશેષ
ા ? કે ઇબ્રાહિમના પ્રસંગમાં આગનાં ફૂલ બનાવી દીધાં અને
ા પ્રસંગમાં અગ્નિને ઠંડી પણ ન કરી ? આ સર્વ મૂર્ખા-
શ્વાસુ બનાવવાની વાતો છે ! યદિ કુરાનનો ખુદા આવી
તાવી શકતો હોય તો, સંભવ છે કે હમણાં પણ કોઈ ઇશ્વિર
નુષ્ય વા પેગંબર સાથે ઇશ્વિર મુસાની માફક વાતચીત કરી
ક લાંબી પહોળી ભઠ્ઠી આગથી ભરીને તેમાં તેમને ફેંકવામાં
મને જો અગ્નિ પુષ્પ થઈ જાય તો સમજી શકાય કે કુરાનની
ા સત્ય છે. બહુધા મૂર્ખ લોકો તો આ વાતો ઉપર એટલો
શ્વાસ રાખે છે કે આ આયાત "કુલના યા નારો કૂની
ાસલામન્ અલા ઇબરાહીમ" પિપળનાં પાંદડાં ઉપર લખી
પાણીમાં ધોઈને પીવાથી જ્વરાદિ રોગ મટી જાય છે. શોક
મૂર્ખતા ઉપર !

સી. ૧૭ સૂ. અમ્બિયા આ૦ ૬૯

૬) કુરાનની શિક્ષા છે કે મૂસા એક ઇશ્વિર ભક્તને મળવા
મનુષ્યનું રહેવાનું ઠેકાણું એ હતું કે જ્યાં શેકેલી માછલી
ઇને પાણીમાં ચાલી જાય, ત્યાં એ મનુષ્ય રહેતા હતા. મૂસા
સહન કરીને તે સ્થાનમાં પહોંચ્યો. ત્યાં ભક્ત સાથે વાતો
પૂછ્યું કે શેકેલી માછલી કેવી રીતે જીવિત થઈ ગઈ ? શું
શ્વાસ રહિત વાતો ઉપર વિશ્વાસ રાખવો ?

સી. ૧૬ સૂ. કહફ આ. ૬૨–૬૫

(૬૭) કુરાનની શિક્ષા છે કે મહાત્મા ઈસા માટીનાં રમકડાં બનાવીને તેમાં આત્માની પ્રેરણા કરતા હતા, અને પોતાના મિત્રોની સન્મુખ તેને ઉડાવી દેતા હતા ! કુરાની લોકો તો આ વાતોને માને છે, કેમકે મહાત્મા ઈસા તેમના વિચારાનુસાર પિતા વિના ઉત્પન્ન થયા હતા. માટે તે પશુઓને પણ માબાપ વિના ઉત્પન્ન કરી શકે ! પરંતુ હું આવી મોટી સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ. વાતોને માનતો નથી?

સી. ૩ સૂ. ઉમરાન્ આ. ૪૮

(૬૮) કુરાનની એ શિક્ષા છે કે મહાત્મા ઇસા મુડદાંને જીવિત કરી દેતા હતા. દિલગીરીની વાત છે કે કુરાનમાં મુડદાંને જીવિત કરવાનો ઈલ્મ બતાવવામાં આવ્યો નથી, નહિ તો હમણાં તે પ્રત્યક્ષ અજમાવી શકાત ! ભાષ્યકારોએ આ બાબતમાં બુદ્ધિને દૂર મૂકીને લખ્યું છે, તે ઘણું વિચિત્ર લખ્યું છે. છતાં એક મોલવી સાહેબ કહે છે કે કુરાનની શિક્ષા સૃષ્ટિ નિયમાનુકુલ અને સાચી છે. ભાઈ! યદિ નિયમાનુકુલ હોત તો હું તેનો શામાટે ત્યાગ કરી દેત ! અહીં તો પુરાણોથી પણ અધિક ગપ્પાં માર્યાં છે !

સી. ૩ સૂ. ઉમરાન્ આ. ૪૮

(૬૯) કુરાનની શિક્ષા છે કે મહાત્મા ઈસાને યહુદિઓએ નથી માર્યા કે નથી ફાંસી દીધી ! કિંતુ તે લોકોને ભ્રમ થઈ ગયો ! એ ભ્રમને ભાષ્યકારોએ આ પ્રમાણે સિદ્ધ કર્યો છે કે મહાત્મા ઇસાને જ્યારે તે લોકો મારવા વધ સ્થંભે ઉભા રાખ્યા ત્યારે ખુદાએ તેમને આકાશ ઉપર ખેંચી લીધા ! અને તેને બદલે તેના શત્રુનો આકાર ઈસા જેવોજ બનાવીને મૂકી દીધો ! લોકોએ તેને મારી નાખ્યો. મહાત્મા ઇસા આકાશમાં ચાલ્યા ગયા કોણ જાણે આકાશમાં કેવી રીતે ઉડી ગયા? આકાશમાં ૪૦-૫૦ માઇલ ઉપર કેવી રીતે શ્વાસ લેતા હશે? આ વાત બાયબલમાંથી નકલ કરેલી જણાય છે તથા

આ પ્રમાણે તેમણે પેગંબરને પણ આકાશ ઉપર ચઢાવીને સાતે આકાશની સહેલ કરાવી છે! વળી આદમ, ઈસા, મૂસા, ઇબરાહીમની ખુદા સાથે વાતો કરાવી દીધી છે!

સી. ૬ સૂ. નિસામ આ. ૧૫-૫૮

(૭૦) કુરાનની એ શિક્ષા છે કે ખુદાએ મનુષ્યોને પ્રલયનો વિશ્વાસ આપવા એક મનુષ્યને મારી નાંખ્યો. સો વરસ પછી તેને પાછો જીવિત કર્યો, અને પૂછ્યું કે તું કેટલા વરસ મૃતક રહ્યો? તેણે કહ્યું કે એક દિવસથી પણ ઓછો! ખુદાએ કહ્યું નહિ, તું સો વરસ સુધી મૃતક રહ્યો છું. જો આ તારા ગધેડાનાં હાડકાં સડી ગએલાં છે, તેને હું ચામડી અને માંસ લપેટીને જીવિત કરૂંછું. ગધેડો પણ સો વરસ પછી જીવિત થઈ ગયો! ઉત્તમતા એ છે કે સો વરસ સુધી તેનું ખાવાનું સડી નહિ જતાં જેવું ને તેવુંજ તાજું રહ્યું! શું આ નાની સરખી ગપ છે? માલુમ પડે છે કે તે મનુષ્યને કદાચ આ પ્રકારનું સ્વપ્નું આવ્યું હશે. પરંતુ તે વાતને આ પ્રમાણે ઉડાવવામાં આવી! આ ઇલ્હામી પુસ્તક ગપ્પાંનું ઘર છે માટે તે માનનીય નથી.

સી. ૩ સૂ. બકર આ. ૨૦૯

(૭૧) કુરાનનીએ શિક્ષા છે કે ઇબરાહીમે ખુદાને પૂછ્યું હે ખુદા તું કેવી રીતે પ્રલયને દિવસે મૃતકોને જીવિત કરીશ? ખુદાએ કહ્યું કે શું તેમાં તને કંઇ સંદેહ છે? ઈબિરાહીમે ઉત્તર આપ્યો સંદેહ તો નહિ પણ મારા મનમાં વિશ્વાસ આવતો નથી. ખુદાએ કહ્યું ઠીક. હવે તું ચાર પક્ષી લઇને તેના ઝીંણાઝીંણા ટૂકડા કરીને ચાર પહાડો ઉપર મૂકી આવ. પછી તેમને તું તારી તરફ બોલાવ. તે પક્ષી તારી તરફ દોડતાં આવશે. તીવ્ર બુદ્ધિવાળા ભાષ્યકારોએ તેના ઉપર ટિપ્પણી કરીને તે વાતને સારી રીતે પ્રકાશિત કરી છે. તે લખે છે કે મહાત્મા ઈબ્રાહીમે એક કાગડો, એક કબુતર, એક ફાખતા, અને એક મેના એમ ચાર

પક્ષી લઇને તેમનાં શિર કાપી લઇને પોતાની પાસે રાખી લીધાં, પછી બાકીના અંગનું ખૂબ ખાંડીને ચૂર્ણ બનાવી દીધું. પછી તે ચૂર્ણ થોડું થોડું ચાર પર્વતો ઉપર મૂક્યું. પછી તેમને બોલાવવા માંડયાં. નિદાન તે દોડતાં દોડતાં આવવા લાગ્યાં! મહાત્મા ઇબ્રાહીમને તો આ વિચિત્ર લીલા જોઇને વિશ્વાસ આવી ગયો. પરંતુ મારૂં તો કુરાન ઉપરથી ઇમાન ઉઠી ગયું.

સી. ૩ સૂ. બકર આ. ૨૬૦

(૬૮) કુરાનની એ શિક્ષા છે કે સપ્તાહવાળા દિવસે માછલાં પકડનાર મનુષ્યો ને ખુદાએ 'સુઅર તથા 'વાનર' બનાવી દીધાં તેમને પૂછવું જોઇએ કે મનુષ્યોનાં સુઅર તથા વાનર કેવી રીતે બની ગયાં? શું તેમને પૂછડું પણ નીકળ્યું હતું, કે વિના પૂછડા વાળા બન્યા હતા? આ સર્વ મિથ્યા વાતો છે. બુદ્ધિમાન લોકો તેને સાચું માનતા નથી. ઇશ્વર કરે કે મુસલમાન ભાઇઓને આ સઘળી વાતોનો યથાર્થ પત્તો લાગે! પરંતુ મને શક છે કે તેમને આ વાતો મિથ્યા લાગશે છતાં પણ તેને ખરી મનાવવા તેના ઉપર મિથ્યા કલાઇ ચઢાવવાનો પ્રયાસ કરશે! કેટલાક લોકોએ આવી રીતે મિથ્યા ચેષ્ટા કરી પણ છે, અને કેટલાક કરી પણ રહ્યા છે! જ્યારે તેમણે જોયું કે કુરાનની વાતો મિથ્યા પુરવાર થવા લાગી એટલે તેમણે વ્યર્થ ટિપ્પણી તથા બનાવટી રંગ ચઢાવવો શરૂ કર્યો. હું પુછું છું કે એક વાત મિથ્યા તથા બુદ્ધિ વિરૂદ્ધ હોય તો તેને મરી ગયેલી માખીની માફક બહાર કાઢીને શા માટે ફેંકી દેવામાં ન આવે? શા માટે જુઠ મુઠ ઉલટાં સુલટાં પ્રમાણો આપીને ઇશ્વરની શક્તિને બદનામ કરવી જોઇએ!

સી. ૯ સૂ૦ એરાફ આ૦ ૧૬૬

(૭૩) કુરાનની એ શિક્ષા છે કે કેટલાક ફુટ પહોળી લાંબી ાં 'નૂહા, મહાશયે પૃથ્વી ઉપરનાં પશુ પક્ષી ઇત્યાદિનું એક જોડું તથા તેમને ખાવા માટેના પદાર્થો ભરી દીધા હતા, અને નાં સર્વ પ્રાણીઓ નષ્ટ થઇ ગયાં. આ કેવડી મોટી ગપ્પ છે! ગેંડા, સિંહ આદિ લાખો જાતનાં મોટાં મોટાં પ્રાણીઓને નાની નૌકામાં રાખી શકાય એ કોણ માની શકે ? ભલાશું મા નૂહ પૃથ્વી ઉપરનાં સર્વ પશુ પક્ષી કીડા, મકોડા, સર્પાદિનાં જાણતા હતા ? કે તેમને ક્રમવાર નૌકામાં બેસાડી શકયા ? નૂહનું કોઈ પુસ્તક છે કે જેમાં સર્વ પશુ પક્ષીની નામાવલિ ! હોય ? જો હોય તો કુદરતના અભ્યાસીઓને તે ઘણું કિંમતી થઈ પડશે. પરંતુ શોકની વાત છે કે તેનું કંઇ નામ નિશાન વિચારવા જેવી વાત છે કે કુરાન તથા પુરાણ એ બંને મિથ્યા ાં સમાન છે. સાચું પૂછો તો એ બંને પુસ્તકો સગા ભાઈ .ને અજ્ઞાનતાના રાજ્યમાં ઉત્પન્ન થયેલાં જણાય છે! મૂર્ખ આવી મિથ્યા વાતોમાં રસ લેતા થઈ રહ્યા છે, અને તેમાં પડયા છે! ઇશ્વરને મારી પ્રાર્થના છે, કે તે સર્વ ઉપર કરે !

સી. ૧૮ સૂ. મોમિનૂન આ. ૨૭

(૭૪) કુરાનની શિક્ષા છે કે યદિ એક સ્ત્રી કોઈ પુરૂષનું મુખ ન જુએ તોપણ તેને પુત્ર ઉત્પન્ન થઈ શકે છે. તેનો વૃત્તાંત ૧ ઈસા તથા મરિયમના વૃત્તાંતથી જણાય છે. જે કુરાનમાં ઠેકાણે તેનું વર્ણન છે. કુરાનવાળા હજરત ઈસાને યુસુફ બઢઇનો ાથી માનતા, કે જે તેનો પુત્ર છે. કિંતુ તેને બાપ વિના ઉત્પન્ન માને છે. આ વાતથી સૃષ્ટિ નિયમ ઉપર તથા મરિયમ ઉપર લાગે છે, અને આ વાત માનનીય નહિ ગણાતાં અશ્લિલ જાય છે. મારી બુદ્ધિ મને એવી આજ્ઞા નથી કરતી કે હું ૧ ઈસાને એવા ગણું કે જેમ કેટલાંક બાળકો અજ્ઞાત બાપથી

( અર્થાત્ વ્યભિચારથી ) ઉત્પન્ન થાય છે, તેમ મહાત્મા ઈસા પણ ઉત્પન્ન થયા હોય ! કુરાનની આવી વાતોથીજ મારૂં મન ખાટું થઇ ગયું. ઈશ્વર કરે કે મારા ભાઇઓ ઉપદેશ પ્રાપ્ત કરે અને એ મિથ્યા વાતોથી છૂટકારો મેળવે !

સી. ૧૬ સૂ. મરયમ આ. ૧૬–૩૫.

(૭૫) કુરાનની એ શિક્ષા છે કે જ્યારે લૂતના અનુગામિઓએ હજરત લૂતનો ઉપદેશ માન્યો નહિ, ત્યારે ખુદાને ઘણો ક્રોધ ચડયો, અને તે ક્રોધમાં આવીને તે સર્વ નગરોને ઉલટાં કરીને ફેંકી દીધાં ! અને વળી તેના ઉપર પત્થરોનો વરસાદ વરસાવ્યો ! તીક્ષ્ણ બુદ્ધિ ભાષ્યકારો આ વાતને એથી પણ વધારીને કહે છે કે ખુદાએ પોતે તે નગરોને ઉલટાં કરીને ફેંકી દીધાં નહતાં. પણ તેણે જબરાઈલને આજ્ઞા આપી હતી કે તું તારી પાંખો નગરની નીચે ઘાલીને પાંખો ઉપર નગરોને ઉંચકી લે. નિદાન તેણે પોતાની પાંખો ઉપર અનેક નગરોને ઉઠાવીને આકાશમાં ઉડી ગયો. તે એટલો બધો ઉંચો ચઢયો કે આકાશમાં રહેતા લોકોએ પણ તે નગરોનાં ગધેડાં, કુતરાં, મરગાં આદિના શબ્દો સાંભળ્યા ! પછી જબરાઈલે તે નગરોને ઉંધાં વાળીને નીચે ફેંકી દીધાં જેથી સર્વ નષ્ટ થઈ ગયા ! શોક છે આ મૂર્ખતા ઉપર !

સી. ૧૨ સૂ. હૂદ આ. ૮૨

(૭૬) કુરાનની એ શિક્ષા છે કે ખુદાએ શૈબ પેગંબરના અનુયાયીઓને ઘોર શબ્દ કરીનેજ નષ્ટ કરી દીધા ! તથા તે પ્રમાણે સોળ પેગંબરોના અનુયાયીઓને પણ નષ્ટ કરી દીધા ! શું તે ઘોર શબ્દ હાલ બંધ થઈ ગયો હશે ? આ સઘળી બચ્ચાંની વાતો જેવું છે કે તેને જો ભણ્યા ગણ્યા લોકો માને તો તેમની પણ બાલકોમાં ગણત્રી થાય !

સી. ૧૨ સૂ. હૂદ આ. ૯૪

( ૭૭ ) કુરાનની શિક્ષા છે કે ખુદાએ મુઠ્ઠીભર કાંકરા મારીને મુસલમાનોના વિપક્ષીઓની ( દુશ્મનોની ) સેના નસાડી દીધી ! મહાશયો ! શું ઇશ્વર પણ કાંકરા-પત્થર માર્યા કરતો હશે ? કાંકરા મારવા એ તો અજ્ઞાન બાળકોનું કામ છે, નહિ કે બુદ્ધિમાનોનું ! તો શું તે કામ ખુદાનું હોઇ શકે ખરૂં ? હું આ વાતોને માન્ય કરી શકતો નથી.

સી. ૯ સૂ. અનફાલ આ. ૧૭

( ૭૮ ) કુરાનની શિક્ષા છે કે ખુદાએ સહસ્રો ફિરસ્તાઓને મુસલમાનો તરફથી લડવા માટે મોકલવાની પ્રતિજ્ઞા કરી ! શોક છે કે તે આકાશી મદદ હજુ સુધી પણ ન મળી, જેથી તેઓ સ્પેન, પોર્ટુગલમાંથી પણ નાકળી ગયા, યુરોપમાં તેમની હાર થઇ, આફ્રિકામાં પરાજિત થયા, ભારતવર્ષમાં પણ રાજ્ય ગુમાવી બેઠા, તોપણ સ્વર્ગિય ફિરસ્તાઓએ તેમને મદદ ન કરી ! સંભવ છે કે ફિરસ્તાઓ ફિરંગીઓની તોપોના અવાજો સાંભળીનેજ આકાશમાં છૂપાઈ ગયા હશે ! અથવા આવતાં આવતાં માર્ગ ભૂલી ગયા હશે ! ભલા શું આવી વાતો માનવા લાયક છે ?

સી. ૯ સૂ. અનફાલ આ. ૧૭

( ૭૯ ) કુરાનની શિક્ષા છે કે જુલકરનૈને પશ્ચિમમાં જઇને જોયું કે સૂર્ય એક કીચડના ખાડામાં અસ્ત થાય છે ! કેવી આશ્ચર્યની વાત ! પરંતુ જુલકરનૈની કીચડમાં જહાજ ચલાવનારાઓનો હજુ સુધી પતો લાગ્યો નથી. અમેરિકા, ઓસ્ટ્રેલિયા તથા અનેક ટાપુઓનો પતો લાગ્યો, પરંતુ હજુ સુધી જુલકરનૈની કીચડનો પતો લાગ્યો નથી ! મહાશયો ! એક સાધારણ ભૂગોળવિત્ પણ એ વાતને માનતા નથી, તો હું કેવી રીતે માની શકું ?

સી. ૧૬ સૂ. કહફ આ. ૮૬

( ૮૦ ) કુરાનની શિક્ષા છે કે 'જુલકરનૈને' માજુજને

લોખંડ ની ભીંતથી સમુદ્રની વચ્ચમાં બંદીવાન બનાવી દીધી. હવે તે અદ્ભુત મનુષ્યો પ્રલયને દિવસે ત્યાંથી નીકળશે. શોકની વાત છે કે યુરોપવાસીઓએ તમામ પૃથ્વી ખોદી કાઢી અને પૃથ્વીભરનાં મનુષ્યોને જાણ્યાં, પરંતુ તે બંદીવાન યાજૂજ–માજૂજ જડયા નહિં! અર્થાત્ લોકોએ એવું કહેવા માંડયું કે, સિકંદરબાદશાહની બનાવેલી ભીંત શત્રુઓને રોકવા માટે છે, અને મંગોલિયાવાળા યાજૂજ છે! ભાષ્યકારોએ એવા તીવ્ર બુદ્ધિ વાપરીને કહ્યું છે કે યાજૂજ–માજૂજનું પરમાણુ એકસોવીસ ગજ લાંબું છે. તેના કાન તો એવડા મોટા છે કે એક કાન નીચે પાથરે છે, અને એક ઓઢવાના કામમાં લે છે! શોક છે એવી તીવ્ર બુદ્ધિ ઉપર! અને શોક છે એવા ઇશ્વરી જ્ઞાન ઉપર! કોણ જાણે મુસલમાની ભાઇઓ ક્યારે આ કુરાની કહાણીઓને છોડી દેશે? પુરાણનાં ગપ્પાં તો સ્વામી દયાનંદે ઉખાડયાં, પરંતુ કુરાનની વાતોને કોણ જાણે કોણ ખંડન કરીને તોડશે? તથા મુસલમાનભાઇઓ ક્યારે પ્રકાશ જોવાને લાયક થશે? ઇશ્વર તું એ દિવસ ઝટ લાવ!

સી. ૧૬. સૂ. કહફ આ. ૯૪.

( ૮૧ ) કુરાનની શિક્ષા છે કે ખુદાએ આકાશને ટેકા વિના ચોકી પહેરા સાથે ઉત્પન્ન કર્યું છે! જ્યારે કોઈ સેતાન ચુપચાપ આકાશ ઉપર જઇને ફિરસ્તાઓની વાતચિત સાંભળવા લાગે છે, તો તેમને તારા વગેરે તોડી તોડીને મારે છે. એ અગ્નિ વર્ષાથી સેતાનો નાસવા લાગે છે. નિઃસંદેહ યદિ સેતાન પોતાની સેતાનિયત ન મૂકી દે તો એક દિવસ આકાશમાં તારા–નક્ષત્રો ખૂટી પડશે. જેથી સૂર્ય ચંદ્ર તોડી તોડીને પણ મારવા પડશે. પછી કોઇ વખતે સાતે આસમાન પણ તેના શિર ઉપર મારવાં પડશે. એક ભાષ્યકારે ગપ્પ હાંકતાં લખ્યું છે કે પ્રથમ આકાશદર લહરનું, બીજું આકાશ સંગેમરમર પત્થરનું, ત્રીજું લોખંડનું, ચોથું સીસાનું, પાંચમું ચાંદીનું, છઠું

સુવર્ણનું અને સાતમું લાલ મણિનું છે ! અત્યંત શોક છે એવા પૂર્ણ મૂર્ખો ઉપર ! ભલા યદિ કોઇ મુસલમાન વિદ્યાર્થી ભૂગોળ તથા જ્યોતિષ ( એસ્ટ્રોનોમી ) શીખીને કુરાનથી વિમુખ ન થાય તો તે બીજા કયા કુપમાં ડૂબશે ?

સી. ૨૩ સૂ. સાફાત આ. ૭–૧૦.

( ૮૨ ) કુરાનની શિક્ષા છે કે રોજાના દિવસોમાં ત્યાં સુધીજ ખાવું ઉચિત છે, કે જ્યાં સુધી પ્રાતઃકાલની સફેદી એટલી ન થઇ જાય કે ધોળા અને કાળા ધાગાને કોઇ ઓળખી શકે. ( અર્થાત્ પ્રાતઃકાલમાં સર્વ વસ્તુ સ્પષ્ટ રીતે ઓળખી શકાય એટલે ખાવાનું બંધ કરી દેવું ) ત્યાર પછી ખાવાનું બંધ કરી દેવું. અર્ધી રાતે ઉઠીને ખાવું એ કેટલું સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ છે ! પશુ, પંખી, કિટ, પતંગાદિ પણ બહુધા રાત્રિએ વિશ્રાંતિ લે છે. પરંતુ રોજા રાખનારને તો પેટની પડી હોવાથી અર્ધરાતે પણ ચક્કી ચલાવે છે ! અરબમાં તો એ કાનુન ચાલ્યો, પરંતુ ખુદાને એ ન માલુમ પડી કે ઉત્તર તથા દક્ષિણ ધ્રુવવાસીઓ કેવી રીતે રોજા ( ઉપવાસ ) કરી શકશે ? શું છ મહીનાનો દિવસ જ્યાં હોય ત્યાંના લોકોએ પણ એવડો ઉપવાસ કરવો ? કેટલી અધુરી શિક્ષા છે ? મહાશયગણ ! ઉપરોક્ત આક્ષેપવાળી વાતોને છોડીને થોડુંક આગળ ચાલીને જુઓ કે—

સી. ૨ સૂ. બકર આ. ૧૮૭.

( ૮૩ ) કુરાનની શિક્ષા છે કે ખુદાએ આકાશને હાથના બળથી બનાવ્યું, છતાં ખુદાને લગાર પણ થાક લાગ્યો નહિ. હું પુછું છું કે–હાથથી આકાશ બનાવવાની શી જરૂરત હતી ? " કુન " શબ્દ કહી દેવોજ બસ હતો. આકાશ બની જાત ! એવું માનવામાં આવે છે કે રબ્બઉલ કુરાન ઘણું શક્તિમાન તથા બળવાન છે. માટે હાથની સાથે કામ કરીને સાધારણ મજુરોની માફક તેને કંઇ થાક

લાગ્યો નહિ. પણ તે ' કુન ' શબ્દ કેમ ભૂલી ગયા હશે ? કદાચ પોતાના હાથની શક્તિ બતાવવા એમ કર્યું હશે.

સી. ૨૭ સૂ. જારયાત આ. ૪૭.

( ૮૪ ) કુરાનની શિક્ષા છે કે ખુદાએ પૃથ્વી ઉપર પર્વતો એટલા માટે રાખ્યા છે કે પૃથ્વી મનુષ્યોના આમતેમ ફરવાથી હાલી ન જાય ! શોક છે ! આવી રીતે તેને હાલતી બંધ રાખવા પ્રયત્ન કર્યો. તોપણ પૃથ્વી ફરી રહી છે. ક્યાં આજકાલનો પ્રકાશ અને ક્યાં કુરાનની શિક્ષા ! ભલા શું તે બેઉનો મેળ થઈ શકે ?

સી. ૧૭. સૂ. અમ્બિયા આ. ૩–૧૩.

( ૮૫ ) કુરાનની શિક્ષા છે કે ખુદા આકાશ તથા પૃથ્વીને ટકાવી રહ્યા છે. એમ ન બનવા પામે કે પૃથ્વી આમથી, તેમ હાલી જાય ! શોક ! કુરાની ખુદાની શક્તિ કેવી અલ્પ કે પૃથ્વી બનાવીને તેને પાછી પોતે અધર રાખવી પડી છે ! કુરાનમાં લખ્યું છે કે "લાતા ખુજહોસન્તિબલાનૌમ" અર્થાત્ ખુદાને કોઈ દહાડો ઉંઘ આવતી નથી. ખરી વાત છે, આવા કેટલાય બખેડા હોય એટલે તે કેવી રીતે ઉંઘી શકે ! જો ઉંઘી જાય તો હાથમાંથી પૃથ્વી નીચે પડી જાય ! અથવા આકાશ પડી જાય. અર્થાત્ કર્યું કરાવ્યું ધુળ મળે ! કેટલાક ભાષ્યકારોએ એમ લખ્યું છે કે જ્યારે યહુદિ આદિ લોકોએ કહ્યું કે ઇસા ખુદાનો પુત્ર છે, એવા કાફરોના અવાજની સાથેજ પૃથ્વી તથા આકાશ ફાટુફાટુ થઈ ગયાં, એટલામાં ખુદાએ પકડી લીધાં અને ફાટતાં રોકયાં ! શોક છે ! એવા પ્રકાશ ઉપર. હે ઈશ્વર ! તું મારા ભાઈઓને એવો પ્રકાશ પ્રદાન કર કે જેવો મને પ્રાપ્ત થયો છે !

સી. ૨ સૂ. ફાતિર આ. ૪૧.

( ૮૬ ) કુરાનની એ શિક્ષા છે કે ખુદાએ જુદા જુદા પ્રકારનાં કામ પૂર્ણ કરવાને માટે ફિરસ્તા નિયત કર્યા હતા એ ફિર-

ાઓને પાંખો હોય છે કેટલાંકને બબ્બે, કેટલાકને ત્રણ ત્રણ કેટ- કને ચાર ચાર અને કેટલાકને તેથી પણ અધિક હતી ! ભાષ્ય- રોએ તો જબરાઈલને છસો પાંખો બતાવી છે ! જબરાઈલની ક પાંખ પૂર્વમાં અને એક પશ્ચિમમાં પહોંચેલી જણાવી છે, અને રસ્તાઓની બાબતમાં મન ઘડંત વાતો કરી છે. જેમકે હારૂત- રૂત એ ફિરસ્તા બાબલના કુપમાં હજુ સુધી પૂરાયલા છે ! કદા- ત નગરનાં ખંડેરો ખોદતાં ખોદતાં ફિરસ્તાઓ પણ હાથ લાગે રા ! હું આવી વિચિત્ર પાંખોવાળા જીવોની હયાતી માનતો નથી.

સી. ૨૨ સૂ. ફાતિર આ. ૧.

(૮૭) કુરાનની એ શિક્ષા છે કે ખુદા દોજખ ( નર્કમાંથી ) યના દિવસે પ્રશ્ન કરશે કે શું તું આટલાં મનુષ્ય અને પત્થર ઈને તૃપ્ત થઈ કે નહિ ? પેટુ જહન્નમ બોલશે કે શું હવે ી બાકી રહ્યું છે ? અર્થાત્ કંઈ બાકી રહ્યું હોય તો ખાવા ાપજો ! ખુદા તેના આવા વિશાળ પેટને જોઈને ચૂપ થઈ જશે ! ને કંઇ ઉત્તર આપશે નહિ. નિઃસંદેહ ખુદાને ઉત્તર ન આપવો સભ્યતાથી વિરૂદ્ધ છે. ભાષ્યકારોએ તેનો એ ઉત્તર દીધો છે કે દા પોતાના બન્ને પગ દોજખમાં મૂકીને જહન્નમને તૃપ્ત કરશે ! ક છે એવી સભ્યતાવાળી શિક્ષા ઉપર !

સી. ૧૬ સૂ. કાફદાલ આ. ૩૦

( ૮૮ ) કુરાનની એ શિક્ષા છે કે ખુદા દોજખને મનુષ્યો, ન, તથા પત્થરોથી ભરી કાઢશે. કોણ જાણે જિન કોણ હશે. ૧ તથા ચૂડેલોની તો કથા સાંભળી છે. પણ જીનનું વૃત્તાંત કુરાનની ત જિન્ન આદિ આયાતમાંજ આવ્યું છે. ભલા પત્થરોએ શું પ કર્યું, કે તેમને નર્કમાં ( દોજખમાં ) નાખવામાં આવશે ? નવ છે કે તેનું કારણ એ હોવું જોઇએ કે મૂર્તિપૂજકોને માટે તે બનાવવા એ પત્થરો મૂક્યા હશે કે તેમને ક્યાંય ખોળવા જવું

પડે નહિ ! કુરાનનો એ નિશ્ચિત સિદ્ધાંત છે કે મૂર્તિપૂજકોને દોજખમાં નાખવામાં આવશે. માટે તેમની સગવડ માટે કદાચ પત્થરોને પણ ત્યાં નાખવાના હશે. કોઈએ સત્ય કહ્યું છે કે ખુદા પ્રત્યેક વસ્તુને તેની આવશ્યક વસ્તુ સાથે જ રાખે છે. કદાચ વર્તમાન જમાનામાં મનુષ્યોની સાથે આવું કુરાન ન રાખ્યું હોત તો ઘણું સારૂં થાત !

સી. ૧ સૂ. બકર આ. ૨૪.

( ૮૯ ) કુરાનની શિક્ષા છે કે ખુદાને ખૂબ કર્જ ( ઋણ ) આપો. જેટલું આપશો તેથી બમણું ફરીથી તમને આપશે. શોક છે, કે કુરાનમાં ખુદાએ વ્યાજ લેવાનું હરામ ગણ્યું છે, છતાં બમણું વ્યાજ ( સૂદ ) લેવામાં આવે ! ભલા ખુદાને કર્જની શી આવશ્યકતા ? શું તેને પુત્ર પુત્રીનો વિવાહ કરવો હશે ? કે ઘર બંધાવવું હશે કે લોકો પાસેથી કરજ લેવાની ફરજ પડે ? આવું કહેનાર એમ કહે તો સારૂં કે " ખુદાના નામ ઉપર મને કરજ આપો " જેમ ઘણા ભીખ માગનાર કહે છે. આવી શિક્ષા ઉપર શોક છે કે તેમણે દુકાનદારો તથા શાહુકારોને પણ મ્હાત કરી દીધા !

સી. ૨૭ સૂ. હદિયા આ. ૧૮–૨૧.

( ૯૦ ) કુરાનની એ શિક્ષા છે કે ખુદાએ ધાર્યું હોત તો સર્વ મનુષ્યોને એક ધર્માનુયાયી બનાવી દેત. પરંતુ તેમને પૂછો કે ખુદાએ એમ શા માટે ન કર્યું ? તથા હવે પણ એમ શા માટે નથી કરી દેતા ? શું ધર્મને માટે રૂધિર વહેતું તેને જોવું સારૂં લાગે છે ? શું રોમ દેશવાસીઓની માફક છે કે ત્યાં બેઠા બેઠા સિંહને મનુષ્યોની સાથે લડતાં તથા લોહીલોહાણ થતા જોઇને પોતાની હિંસકતાની તૃપ્તિ કરતા હશે ? અથવા શું તે એમ ઇચ્છે છે, કે ધાર્મિક યુદ્ધમાં પણ ટેલીમેંસ્સ અથવા એલીમેંસ્સ આવીને પોતાનું રૂધિર

દેવરાત્રે તો તેની હિંસકતાની તૃપ્તિ થાય ? આશ્ચર્ય છે એવી ાક્ષા ઉપર !

સી. ૬ સૂ. માયદા આ. ૫૭.

( ૯૧ ) કુરાનની શિક્ષા છે કે ખુદા મરજીમાં આવે તેને કુર્ગગામી ( ગુમરાહ )બનાવે છે, અને મરજીમાં આવે તેને સુપંથે ાવે છે ! ભલા તો પછી મનુષ્યોને શામાટે દોજખમાં નાખતા ો ! કારણ કે તેમણે જે કંઈ કર્યું તે ખુદાની ઇચ્છાનુસાર કર્યું. ખુદા પોતે દોજખમાં જવા જોઇએ ! અજ્ઞાની લોકો આ મિથ્યા ો ઉપર (તદબીર–તકદીર) ચેષ્ટા રૂપી પડ ચઢાવે છે; કિંતુ તે વ્યર્થ રિશ્રમ છે !

સી. ૬ સૂ. માયદા આ. ૪૫.

( ૯૨ ) કુરાનની એ શિક્ષા છે કે ખુદા મુશરિક સિવાયનાં ાન્ય મનુષ્યોનાં પાપ ક્ષમા કરી દેશે. આશ્ચર્યની વાત છે, કે એક ર્તિપૂજક કે જેણે કોઈ દિવસ મદિરા પાન, વ્યભિચાર, ચોરી જારી, ી કરી, અને સર્વદા પોતાના દેવતાના ક્રોધથી ડરતા રહ્યા છે, પણ શું તેમને દોજખમાં નાખવામાં આવશે ? અને એક મદિરાાન કરનાર, કપટી, વ્યભિચારી, ચોર તથા દુષ્ટ મનુષ્ય પોતાનાં ાપ ક્ષમા કરાવીને શું સ્વર્ગસુખ ભોગવી શકે ? શોક છે ! કર્માસાર ફળ મળવાનાં નિયમને છોડી દઈને પશ્ચાત્તાપ ક્ષમા, સહાયતા ાને મધ્યસ્થના નિર્મૂલ તથા મિથ્યા સિદ્ધાંતોએ મનુષ્યોને અધિક માર્ગગામી તથા પાપો ઉપર સાહસી બનાવી દીધા છે.

સી. ૫ સૂ. નિસામ આ. ૧૧૬

( ૯૩ ) કુરાનની શિક્ષા છે કે જ્યારે કુરાન વાંચવામાં આવે ત્યારે જણાય છે કે મુસલમાનો તથા કાફિરો વચ્ચે ખુદા એક પડદો ાખે છે. કે જેથી કાફિરો કુરાનને સાંભળી શકે નહિ ! એમ થવાનું ારણ એ છે કે તેમના હૃદય ઉપર મહોર મારી દીધી છે, અને ાંખો ઉપર પડદો પાડી દીધો છે ! ભલા યદિ એવી વાત હતી તો

કાફરોને ધર્મશિક્ષા કરવાને માટે નબી શામાટે મોકલ્યા હતા? તથા જો કાફિરો સત્ય માર્ગ ઉપર ન આવે તો તેમાં તેમનો શો દોષ? મહાશયગણુ? કાફિર તેને કહે છે કે જે નિરર્થક વાતોને ઈશ્વર તરફની ન માને, તથા બુદ્ધિ વિરુદ્ધ અને સૃષ્ટિ નિયમ વિરુદ્ધ સિદ્ધાંતોનો અસ્વિકાર કરે! હું મારા મુસલમાનભાઇઓ માટે પ્રાર્થના કરૂંછું. આપ પણ મારી પ્રાર્થનાને સાથ દઇને મારી સાથે આગળ વધો તો હું આપને બતાવીશ કે કુરાન ઉપરોક્ત વાતો સિવાય "સોસ્યલિજમ"માં પણ કેવું પાછળ પડયું છે! "મુસ્તે નમૂના અજ ખરબારહ" અર્થાત્ એક મોટા ઢગલામાંથી મુઠ્ઠી વાનગી લેવાથી તેના સારા ખોટાની પરીક્ષા થઈ જાય છે. જુઓ—

સી. ૧૫ સૂ. ઇસ્રાઇલ આ. ૪૫-૪૬

( ૬૪ ) કુરાનની શિક્ષા છે કે—મુશરિક તથા કાફિર અપવિત્ર છે, માટે તેમની સાથે મિત્રતા કરો નહિ. યદિ કોઈ તેમની સાથે મિત્રતા કરશે તો તે પણ કાફિર થઈ જશે, અને તે ખુદાની અપ્રસન્નતાનો ભાગી બનશે! કુરાનવાળા કાફિર કોને કહે છે, તે ઉપર બતાવ્યું છે. શોક છે કે એવા પવિત્ર, બુદ્ધિમાન તથા જ્ઞાનવાન પુરુષોને અપવિત્ર સમજવામાં આવે છે! તેની જગ્યાએ એક મનુષ્ય અસભ્ય તથા બુદ્ધિ અને જ્ઞાનમાં નીચી કક્ષાએ પહોંચેલો હોયકે જે પ્રત્યેક ગપ્પોને ઇશ્વરની કહેલી વાતો માનતો હોય તેને અત્યંત શુદ્ધ-પવિત્ર માનવામાં આવે છે! કુરાનની એ શિક્ષા અનુસાર સઘળા ઇસાઈ, બૌદ્ધ, આર્ય, શિખ, આદિ જેનામાંથી ઈસાઈ પિતા, પુત્ર તથા પવિત્ર આત્માને માનારા છે, જ્યારે બીજા કુરાનની શિક્ષાને બિલકુલ માનનારા નથી, એટલા માટે તે અશુદ્ધ તથા નર્કવાસી બને છે! કેવળ અમુક કરોડ મુસલમાનોજ સ્વર્ગના ઇજારદાર ગણાય છે! યદ્યપિ ઇસાઇ તથા આર્ય આદિ કુરાનમાં બતાવેલા સ્વર્ગના ભૂખ્યા નથી! પરંતુ શું કુરાનની શિક્ષા કોઇ દિવસ પ્રાણી

માત્રમાં ભ્રાતૃભાવનો પ્રચાર કરી શકે ખરી કે ? કદાપિ નહિ. કોઇએ ઠીકજ કહ્યું છે, કે મુસલમાનોના હાથ પ્રત્યેક મનુષ્યની વિરુદ્ધ અને પ્રત્યેક મનુષ્યનો હાથ મુસલમાનોની વિરુદ્ધ રહેશે. હું એ ભ્રાતૃભાવની જડ કાપનારી શિક્ષાને ઈશ્વરી શિક્ષા તરીકે માનતો નથી.

સી. ૧૦ સુ. તોબા આ. ૬૧

( ૯૫ ) કુરાનની શિક્ષા છે કે કાફિરોને જ્યાં દેખો ત્યાંથી મારી નાખો ! કેમકે કતલથી કુફ્ર મોટો છે. શોક છે, આ પ્રકારની શિક્ષા ઉપર ! તે કેટલી હાનિકારક છે? એ શિક્ષાથી તો મહમુદગિજનવીએ ભારત વર્ષમાં મહાન કતલ ચલાવી હતી !

સી. ૨૨ સુ. અરવરાત આ. ૬૧

( ૯૬ ) કુરાનની શિક્ષા છે કે લુટથી મેળવેલા ધનમાં ખુદા તથા તેના રસુલનો ભાગ છે. અર્થાત્ લૂટેલા ધનમાંથી પાંચમો હિસ્સો ખુદાને અર્પણ કરવો જોઇએ. ભલા જો આવી રીતે ખુદાજ લૂટ કરવાની આજ્ઞા કરે, તો પછી મહમુદગિજનવીનો શો દોષ ? ભાઇઓ ! હું આવી શિક્ષાને મહાન ભયાનક તથા અનર્થકારી સમજું છું. ઈશ્વર પ્રત્યેક મનુષ્યને તેનાથી બચાવે.

સી. ૯ સુ. અનફાલ આ. ૧–૨

( ૯૭ ) કુરાનની શિક્ષા છે કે મુસલમાની મત ખુદાની તરફથી છે. મારું એવું માનવું છે કે સઘળી બુરાઇઓ, કુમાર્ગ શિક્ષા, તથા સેતાનની ઉત્પત્તિ કરનાર કુરાની ખુદાજ છે ! આ પ્રમાણે મુસલમાની મત ખુદાની તરફનો છે, પરંતુ ઉપરોક્ત શિક્ષા જોઇને હું ઇસ્લામને સાચો ધર્મ કહી શકતો નથી. યદિ હું એવો કહું તો સત્ય–ન્યાય ઉપર છરી ચલાવનારો ગણાઉં. ઉપરની વાતો જેવી બીજી વાતો કે જે સ્ત્રીઓની સાથે અન્યાય કરવામાં આવ્યો છે, તે કહું છું. મહાશયગણ ! એ અન્યાયયુક્ત વાતોને પણ આપ સાંભળો—

સી. ૩ સુ. ઉમરાન આ. ૧૯

( ૯૮ ) કુરાનની શિક્ષા છે કે, સ્ત્રીઓ તમારી ખેતી છે. તેમની સમીપ મરજીમાં આવે તે સમયે જાઓ ! ખેતી ખેડુતો તથા જમીનદારોનું ધન કહેવાય છે. સ્ત્રીઓને પણ તેવીજ ધારવામાં આવી છે. વિશેષમાં ફક્ત ભોગ-વિષયની તૃપ્તિનું સાધન ગણવામાં આવ્યું છે. પુરુષોની માફક તેમને કંઈ અધિકાર પ્રાપ્ત નથી. આગળ જુઓ—

સી. ૨ સૂ. બકર આ. ૨૧૬.

( ૯૯ ) કુરાનની શિક્ષા છે કે યદિ કોઈ સ્ત્રી દુષ્ટ કર્મ કરે તો તેને અત્યંત મારો તથા ઘરમાં કેદ રાખો. તે એટલે સુધી કે તે મરી જાય ત્યાં સુધી. શોક ! સ્ત્રી દુષ્ટ કર્મ કરે તો તેને તેનો પતિ મારે, કિંતુ પતિ દુષ્ટ કર્મ કરે તો તેને સ્ત્રી શામાટે ન મારે તથા યાવજ્જીવન ઘરમાં કેદ ન કરે ? કારણ એજ છે કે સ્ત્રીને કેવલ દાસીની માફક ધન ગણવામાં આવ્યું છે.

સી. ૪ સૂ. નસાય આ. ૧૩

( ૧૦૦ ) કુરાનની શિક્ષા છે કે મુસલમાનો સ્ત્રીઓને તલાક આપી શકે છે ! ( છૂટા છેડા કરી શકે છે ) દિલગીરીની વાત છે કે સ્ત્રી કદરૂપી હોય, કન્યાનો જન્મ આપે, બુરી હોય અર્થાત્ પોતાને ગમે તે પ્રકારે ઠીક ન પડે કે તરત કાઢી મૂકવામાં આવે ! કિંતુ યદિ પુરુષ કદરૂપો હોય, વ્યભિચારી હોય, કન્યા ઉત્પન્ન કરનારો હોય, તોપણ સ્ત્રી તેને દૂર ન કરી શકે ! તલાકનો સિદ્ધાંત સ્વયં ભ્રષ્ટ છે, તેમ તેનાં ફળ તપાસતાં પણ ખરાબ છે. તલાકનો સિદ્ધાંત પતિ પત્નિની અંદર સાચો પ્રેમ ઉત્પન્ન થવા દેતો નથી. કારણ એ છે કે સ્ત્રીઓને પ્રથમથી હલકી ગણવામાં આવી છે, જેથી તે સદાથી ડરતી

રહે છે. તલ્લાકનો સિદ્ધાંત સ્ત્રીઓને વ્યભિચારી અધિક બનાવે છે. તલ્લાકનો સિદ્ધાંત પતિ ઉપર સ્ત્રીઓને નિર્મોહ બનાવનારો છે.

સી. ૨૮ સૂ. તલ્લાક આ. ૧–૬

( ૧૦૧ ) કુરાનની શિક્ષા છે કે મુસલમાનો એકી સમયે બબ્બે ચારચાર સ્ત્રીઓ સાથે વિવાહ કરી શકે છે. તો પછી શું સ્ત્રીઓ બે, ત્રણ, યા ચાર પતિ સાથે વિવાહ કરી શકે કે નહિ? કદાચ કુરાનનો લેખક કોઈ સ્ત્રી હોત તો તે પતિને તલ્લાક દેવાની, ઘરમાં કેદ કરવાની, તથા એક સાથે ચારચાર પતિ કરવાની આજ્ઞા સ્ત્રીઓને પણ આપત. એક સમય એવો પણ આવશે કે મુસલમાન સ્ત્રીઓ દાસત્વથી મુક્ત થઇને પ્રરુષોની માફક સર્વ અધિકાર માગશે, તે સમયે તેમને કુરાનને બંધ કરી દેવું પડશે. કે ચારચાર પતિ કરવાનો સમય આવશે.

સી. ૪ સૂ. નસાય આ. ૩

( ૧૦૨ ) કુરાનની શિક્ષા છે કે મુસલમાન સ્ત્રીઓ પડદામાં રહે. અર્થાત્ ચાદરથી પોતાનું મ્હોં બંધ કરીને ઘરથી બહાર નીકળી શકે, કે જેથી પરપુરુષ તેમને જોઈ શકે નહિ તથા તે અન્ય પુરુષને જોઇ શકે નહિ, સમજાતું નથી કે મુસલમાન પુરુષો શામાટે પડદામાં ફરતા નથી! કે જેથી તે કોઈ સ્ત્રીને ન જોઈ શકે, તથા કોઈ સ્ત્રી તેને ન જોઇ શકે? જો મનમાંથી પડદો દૂર થઇ ગયો હોય તો પછી મ્હોંને કપડાંમાં છૂપાવીને ફરવાથી શો લાભ? ઉલટું સ્વાસ્થ્યને અત્યંત હાનિકારક છે. શોક છે કે પુરુષો તો ખુલ્લે મુખે શુદ્ધ વાયુ સેવન કરતા ફરે અને સ્ત્રીઓને બળદની માફક મ્હોં ઉપર ચાદર નાંખીને ફરવાની સખ્તાઇ કરવામાં આવે!

સી૦ ૨૨ સૂ. અખરાબ આ. ૫૯

( ૧૦૩ ) કુરાનની શિક્ષા છે કે દત્તક પુત્રની સ્ત્રી તમારા માટે હલાલ છે. આ કેટલી આક્ષેપ યોગ્ય વાત છે! માનો કે દત્તક (મુતબન્ના)

પુત્ર સ્વપુત્ર નથી, તોપણ સાધારણ મેળમેળાપની અનુસાર ગણેલો પુત્ર હોય અને તેની સ્ત્રીની સાથે બાપ વિવાહ કરે, તે કેટલું અશ્લીલ કહેવાય ? આથી તો એ સિદ્ધ થાય છે, કે કોઇનું મન કોઇની સ્ત્રી ઉપર મોહિત થઈ જાય, અને તે પેલી સ્ત્રીને વશ કરી શકે નહિ, તો તેના પતિને લોભ-લાલચ આપીને પણ પોતાની સંપત્તિનો માલિક બનાવીને દત્તક પુત્ર કરી લે. પછી સહેજસાજ મેળ-મિલાપ કરીને સ્ત્રીને પોતાના હવાલે કરી લે, યદિ સ્ત્રી પોતાને સહમત ન થાય, અને કહે કે હું તો તમારી પુત્ર-વધુછું, તમે મને લગ્ન સંબંધ વિના તથા સાક્ષી સિવાય તમારા વ્યવહારમાં શામાટે લાવો છો ? તો તુર્ત તેને કુરાનની આયાત બતાવી દેવી, અને કહેવું કે જો ઈશ્વરી હુકમ છે કે તું મારા માટે હલાલ છે. અર્થાત્ તારી સાથે વિવાહ કરવો એમાં કંઈ દોષ નથી. વળી કાજીની સાક્ષીની પણ આવશ્યક્તા નથી. ખુદાએ સ્વયં તમારૂં લગ્ન કરી દીધું છે. શોક છે એવી શિક્ષા ઉપર !

સી. ૨૨ સૂ. અખરાબ આ. ૩૭

( ૧૦૫ ) કુરાનની શિક્ષા છે કે કાકા તથા મામા આદિ સમીપનાં કુટુમ્બીઓની કન્યાઓ તમારા માટે હલાલ છે. અર્થાત્ તેમની સાથે વિવાહ કરવો એમાં કંઇ દોષ નથી ! એટલા સમીપના કુટુમ્બમાં વિવાહ કરવો એ હું અશ્લિલ સમજુંછું. સહોદર ભાઈ બહેનોનાં સંતાન એક બીજાને ભાઈ બહેન કહે છતાં, એક સમય આવતાં તેજ પતિ પત્નિ બની જાય ! અરબ નિવાસી આપસમાં એક બીજા કુટુમ્બીઓ સાથે વિરોધ રાખવાના કારણથી પોતાની કન્યાઓને પોતાનાજ કુટુમ્બમાંજ રાખતા હતા. તથા શત્રુના સામા કુટુમ્બમાં કન્યા આપવી એ અપમાન સમજતા હતા. પરંતુ ભારતવર્ષમાં અરબના જેવો પ્રસંગ નહિ હોવા છતાં એવી અસભ્ય વર્તણુંક ચાલુ રાખવી એ ઉચિત નથી. હું તેને અશ્લિલ માનુંછું.

સી. ૨૨ સૂ. અખરાબ આ. ૫૦

( ૧૦૬ ) કુરાનની શિક્ષા છે કે, મુસલમાન વા કુરાની ચારથી અધિક વિવાહ એક સાથે કરી શકે નહિ. જ્યાં પણ નિયમ બનાવનારજ નવ સ્ત્રીઓ સાથે વિવાહ કરી બેઠા છે. ખુદાના નિયમનો પણ એક મનુષ્ય ભંગ કરે, અને તે વળી મુખ્ય પુરુષ! તો પછી સાધારણ પુરુષ તેનો કેટલો અમલ કરે? માટે હું એ વાતને ન્યાયાનુકુલ સમજતો નથી. કેવલ એજ વાતને નહિ પરંતુ ઉપરોક્ત સઘળી વાતોને હું દોષયુક્ત જાણું છું. એવી એવી વાતોથી વિદિત થાય છે કે કુરાન કદાપી ઇશ્વરીય જ્ઞાન કહેવાઈ શકેજ નહિ. કેવલ ઇશ્વરીય પુસ્તકજ નહિ પરંતુ એક ન્યાયશીલ મનુષ્યનું બનાવેલું પણ ગણાઈ શકે તેમ નથી. પ્રથમ તો એ સઘળા આક્ષેપો એ વાતને સાબિત કરે છે કે, કુરાન કેવલ ઇશ્વિરીય જ્ઞાનથી પતિત છે, એમ નહિ પણ તે સાધારણ મનુષ્ય કૃત કહેવાને પણ યોગ્ય નથી. તોપણ હું તે વાતને અધિક સ્પષ્ટ કરી બતાવવા ચાહુછું. કે જે સત્યગામી પુરુષ છે તે નિષ્પક્ષપાતી થઇને તેના ઉપર વિચાર કરી શકે.

સી. ૪ સૂ. નસાય આ. ૩

( ૧૦૭ ) કુરાનની શિક્ષા છે કે હે રસુલ! ( ઇશ્વર કહે છે ) હું તને આ ગુપ્ત સમાચાર સંભળાવુંછું. કે જેનાથી તું અને તારી જાતિ અત્યંત અજ્ઞાત હતા! મહાશયગણ! આ ગુપ્ત વાતો આગળ કહેવામાં આવી છે. જબરાઇલદ્વારા મહમુદ સાહેબને કહેલી હતી. તથા નૂહ, ઇબરાહીમઆદિની કહાણીઓ કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે. તેનેજ ઇશ્વિરીય ગુપ્ત સમાચાર કહેવામાં આવ્યા છે! શું તેને અરબવાસીઓ નહોતા જાણતા? બાયબલના વાંચકો તે વાતો નહોતા જાણતા? કુરાનની ઉત્પત્તિ પૂર્વે ઇબરાહીમ, નૂહ આદિની સઘળી વાતો બાયબલમાં લખેલી હતી. તો પછી તેને ગુપ્ત સમાચાર કહેવા અને તેને ઇશ્વિરીય સમાચાર કહેવા એ સર્વથા ભૂલ છે. કોણ જાણે બાયબલને સંક્ષિપ્ત બતાવવા ઇશ્વરે ઇબરાહિમને શામાટે મોકલ્યા

હશે ? હું બાયબલને કુરાનથી અધિક પ્રમાણિક સમજું છું; પરંતુ તે બંને પુસ્તકોને ઈશ્વરી પુસ્તક તરીકે ગણતો નથી.

સી. ૧૨ સુ. હૂદ આ. ૪૯.

( ૧૦૮ ) કુરાનની શિક્ષા છે કે ખુદાએ તેમને પોતાની વહીમાં બંદ ઉપર ઉતાર્યા છે. પરંતુ શું ખુદા તથા તેમના જબ્રાઈલ કેવલ મૂસા, ઈસા, ઈબ્રાહીમ, નૂહ, લૂત આદિ બાયબલી નામજ જાણતા હતા ? શું તેમને ભારતવર્ષના ઋષિમુનીઓનાં નામ, પાંડવો, રામચંદ્ર. સીતા આદિ નામ આવડતાં નહોતાં ? તથા શું તે ઈસા-મૂસાથી ઓછા પરાક્રમી હતા ? તો પછી ' વહી શરીફ ' અને ' કુરાન શરીફ ' માં તેમનાં નામ શા માટે નથી આવ્યાં ? સિકંદરને તો ' જુલકરનૈન ' નામથી સંભાળવામાં આવ્યો છે. અર્થાત્ સિકંદરનું રાજ્ય પૂર્વથી પશ્ચિમ સુધી હતું, અને તેણે કુરાનનો કોપ એકત્રિત કર્યો હતો, માટે તેને " જુલકરનૈન " ના નામથી ઓળખાવ્યો છે; પરંતુ ચંદ્રગુપ્તનું નામ ક્યાંય પણ આવ્યું નથી. મારી તો એ સમ્મતિ છે કે ખુદાએ ' વહી ' પણ મોકલી નથી, અને જબ્રાઈલ પણ આવ્યા નથી. રસુલ ખુદાએ પોતાની સોદાગરીના દિવસોમાં યાત્રા કરતાં સ્યામદેશ આદિના સૂબામાં જે નાના પ્રકારની કહાણીઓ યાહુદિ લોકોની પાસેથી સાંભળી હતી, તે તેમને યાદ રહી હતી, અને સ્વપ્નમાં પણ એજ વાતો દૃષ્ટિગોચર થઈ ! યદ્યપિ તેમાં પણ અનેક ભૂલો રહી ગઈ છે, કે જેના ખુલાસા માટે બાયબલ જોવું પડે છે. માટે હું કુરાનને ઈશ્વરકૃત પુસ્તક ગણતો નથી.

સી. ૧૪ સ. નહલ આ. ૧૦૧–૧૦૩

( ૧૦૯ ) કુરાનની શિક્ષા છે કે રસૂલદ્વારા આવેલા ઈશ્વરકૃત પુસ્તકોના અનુયાયી ( અહલે કિતાબ ) કે જે યહુદી તથા નિસારા આદિ લોકો છે, તેમણે ઈંજીલ તથા તૌરતમાં કંઇક અદલબદલ કરી દીધું છે, ઈંજીલ તથા તૌરતની માફક જબુર તથા અન્ય પુસ્ત-

કોમાંના નબિઓનું વૃત્તાંત કુરાનમાં આવ્યું છે, પરંતુ તેમાં વેદશાસ્ત્ર, જન્દાવસ્થા આદિ પુસ્તકોનું વૃત્તાંત આવેલું નથી. આથી કોઇ એમ ધારી લે કે વેદશાસ્ત્રી તથા જન્દાવસ્થા પુસ્તકો કુરાનની પછી થયાં હશે. કારણકે કુરાનમાં જેમ ઈંજીલ આદિ પુસ્તકોનું વૃત્તાંત છે, તેમ વેદશાસ્ત્રાદિ પુસ્તકોનું વૃત્તાંત પણ હોવું જોઇએ. પણ આ વાત તદ્દન અસંભવિત છે. જેમ કોઈ કહે કે બાબરની પહેલાં ઔરંગજેબ રાજા થઈ ગયો ! એવીજ એ વાત નિર્મૂલ છે. વેદશાસ્ત્ર તથા જન્દાવસ્થા કુરાનથી સહસ્રો વર્ષ પૂર્વે રચાયલાં છે. તો પ્રશ્ન એ થાય છે કે તે પુસ્તકોની વાત કુરાનમાં કેમ નથી આવી ? તેનું એ કારણ છે કે જે બુદ્ધિથી કુરાનની ઉત્પત્તિ થઈ તે બુદ્ધિએ વેદનો શબ્દ પણ સાંભળ્યો નહોતો. માટે તેમના રચિત કુરાનમાં વેદશાસ્ત્રનું વૃત્તાંત આવેલું નથી.

સી. ૨૬ સૂ. ફતહ આ. ૩૯

( ૧૧૦ ) કુરાનની એ શિક્ષા છે કે શપથ ( સોગંદ ) ખાવા નહિ. પરંતુ ખુદાએ "વહી" દ્વારા કોહતૂર, મક્કા, જૈતૂન, ઘોડા, હવા આદિના સોગંદ ખાધા છે. શા કારણથી ખુદા એ વિંધ્યાચળ, હિમાલય, ઍલ્પ્સ, આદિ પર્વતો તથા ભારતવર્ષના આમ્રૂ, સન્તરાં, તથા ભેંસ, હાથી, આદિના સોગંદ ખાધા નથી ? જે પદાર્થોની અરબી લોકો પ્રશંસા કરતા હતા, અને તે લોકો જેના સોગંદ ખાતા હતા, તેના સોગંદ ખુદાએ પણ ખાધા ! પરંતુ જે પદાર્થ તેનાથી ચઢિયાતો–ઉત્તમ છે, તેના શપથ શા માટે નહિ ખાધા હોય ? વળી કોઈ નદી આદિના શપથ પણ કેમ નહિ ખાધા હોય ? યદિ અરબમાં નદી નહતી તો ગંગા, યમુના, ડાન્યુબ આદિ નદીઓ ખુદાને નજરે નહિ પડી હોય ? કુરાનમાં કોઇક ઠેકાણે તો તેનો ઉલ્લેખ કરવો જોઇતો હતો ? મને ગંગાના સોગંદ છે, તથા મને મિસીસિપીના સોગંદ છે. એવા શપથ શા માટે કુરાનમાં નથી ?

એનું કરાણુ એ છે કે જે બુદ્ધમાંથી કુરાની શપથ નીકળ્યા તે બુદ્ધિએ અરબની મરૂભૂમિમાં ગંગા, યમુના જેવી નદીઓ કયાંથી જોઈ હોય ? એ કારણુથી હું કુરાનને એક મનુષ્યનું મન ઘડન્ત માનું છું.

સી. ૨૯ સૂ. મૂરસિલાત આ. ૧-૫.

( ૧૧૧ ) કુરાનની એ શિક્ષા છે કે ખુદાએ અભણુ મનુષ્યોંમાં અભણુ રસૂલ મોકલ્યા ? તો શું ભણેલા વિદ્વાન માણુસો માટે એક અભણુની વાત માન્ય ગણાય ખરી ? તથા જે પુસ્તકમાં એવું વર્ણન હોય કે સૂરજ કાદવના ખાડામાં ડૂબી જાય છે, ઇસુ બાપ સિવાય ઉત્પન્ન થયા, લાકડીનો સાપ બની ગયો, ઇત્યાદિ ઇત્યાદિ વાતોનો સંગ્રહ કરેલો હોય, તે શું માનનીય પુસ્તક ગણાઈ શકે ? હું તો એક યથાર્થ મનુષ્ય રચિત પુસ્તક પણ ગણી શકતો નથી! માટે હું દિલગીર છું કે તેને ઇશ્વરીય પુસ્તક માનતો નથી.

સી. ૨૮ સૂ. જુમઆ આ. ૨

( ૧૧૨ ) કુરાનની શિક્ષા છે કે ખુદાએ કુરાનને અરબી ભાષામાં ઉતાર્યું; તેનું કારણુ એ છે કે, તે ફારસી ભાષામાં હોવાથી એમ ન કહી શકે કે અમે તે સમજી શકતા નથી ! ભલા ! શું ખુદાને માલુમ નહોતું, કે અન્ય મનુષ્યો કે જે અરબી નથી જાણુતા, તે પણુ એવી શંકા કરશે ! નહિ તો અમારે માનવું પડશે કે તે વખતે દુનિઆભરમાં અરબી ભાષા ચાલતી હશે ! માટે સર્વ મનુષ્યોની શિક્ષાને માટે તે વખતે પ્રચલિત ભાષા ( અરબી ) માં કુરાન મોકલ્યું ! પરંતુ આજથી ૧૩ યા ૧૪ સો વર્ષ પૂર્વે અરબી ભાષાની સાથે ગ્રીક, લેટીન, આદિ ભાષાઓ પ્રચલિત હતી, એવું સઘળાનું ધારવું છે. એ ભાષાનો અરબી સાથે કંઈ સંબંધ નથી. માટે હું એ વાતને માનતો નથી કે ઇશ્વરીય પુસ્તક કે જે સાધારણુ મનુષ્યોના ઉપદેશને માટે ઉતર્યું છે, તે એક એવી ખાસ જાતિ તથા કેટલીક ભ્રમણુ કરતી ટોળીઓ

સિવાય કોઈ જાણતું ન હોય ! અતએવ એ આવશ્યક છે, કે ખુદાનાં વાકય આદિ દુનિઆમાં એક એવી ભાષામાં હોવાં જોઇએ કે ભાષા સઘળી ભાષાઓની માતા હોવી જોઇએ. કુરાન એવી આદ્ય ભાષામાં નથી, માટે હું તેને ઈશ્વરવાકય માનતો નથી !

સી. ૨૪ સૂ. હમસિજદા આ. ૪૪

( ૧૧૩ ) કુરાનની એ શિક્ષા છે કે ખુદાનાં વાકય બદલાઈ શક્તાં નથી. યદિ વાકયોના અર્થો અમે સૃષ્ટિ નિયમાનુકુલ લઇએ તોપણ કુરાન કેવું સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ વાર્તા તથા કપોલ કલ્પનાઓથી ભરાયેલું છે ! યદિ વાકયોનો અર્થ કેવલ વાતો યા આયાતોનો લઇએ તોપણ માલુમ પડે છે કે એક આયાતને બદલીને બીજી આયાત ઉતારી છે. જેમકે કુરાનમાં એ વાતનું વર્ણન છે કે–" જો કે અમે કોઈ આયાતનો અસ્વિકાર કરતા નથી તોપણ તેથી વધુ સારી આયાતને ઉતારો " સત્યાસત્યનો નિર્ણય કરનારા મનુષ્યો જોઈ શકે છે, કે–કુરાનની એવી ઘણી વાતો છે, કે જેને પ્રથમ ઉચિત સમજી હોય, અને ફરી તેનો નિષેધ કર્યો હોય ? મદિરાનો પ્રથમ નિષેધ નથી કર્યો, કિંતુ ઘણા કાળ પછી તેનો નિષેધ કર્યો છે. એ પ્રમાણે ઘણી વાતો એક વખત અમુક પ્રકારની લાગી હોય તો બીજી વખત જુદા પ્રકારની લાગી હોય ! જેમ પ્રથમ બૈતુલ મુકદ્દસ પછી કાબાની તરફ મ્હોં રાખી નમાજ પઢવી. તો શું ખુદાની આજ્ઞા કુરાનમાં અચળ રહી શકી ? કદાપિ નહિ. તો પછી હું કેવી રીતે માની લઉં કે તે ઈશ્વર વાકય છે, કે જેની એક એક દિવસમાં આજ્ઞા બદલાતી જતી જણાય ?

સી. ૭ સૂ. અનફાલ આ. ૧૧૩

( ૧૧૪ ) કુરાનની શિક્ષા છે કે હે મહમુદ ! જે કાફિર નથી, તે લોકોને તું કહી દે કે તમે તમારા પવિત્ર કુરાન જેવું બીજું પુસ્તક બનાવી લાવો ! યદિ જો તે સાચા હશે તો બનાવી નહિ લાવે અને

જો બનાવવાની કોશિશ કરશે, તો તે દોજખ ( નર્ક ) માં નાખવા લાયક ગણાશે. મહાશય ગણ ! આ કોઈ ઈશ્વરી પુસ્તકનું પ્રમાણ છે? જો તે સત્ય હોય તો સેક્સપિયર તથા મેકોલેનાં લખાણો પોતાના ઢંગમાં સર્વથા નિરાળાં છે. તે પણ ઈશ્વરી સમજવાં જોઇએ ! તે પ્રમાણે એક દૂધ ધાવતું બાળક જે ઉટપટાંગ વાતો કરે છે તે પણ ઈશ્વરી વાતો ગણવી જોઇએ ? કેમકે તેનું અનુકરણ કોઈ યથાવત્ કરી શકતું નથી. શું કાગડો, કબુતર, ચકલી, આદિના અવાજોનું મનુષ્ય અનુકરણ ન કરી શકે તો તે ઈશ્વરી અવાજ કહેવાશે ? કદાપિ નાહિ. ઠીક આ વાતો પડી મૂકતાં યદિ એમ કહેવામાં આવે કે કુરાનની ઉત્તમ ભાષાની કોઇ સમતા કરી શકે તેમ નથી. તો હું પૂછુછું કે ઉત્તમ ભાષા કોને કહે છે ? શું એકજ વાતને સેંકડો વખત કહ્યા કરે, તથા એકજ વાતને વારંવાર લખ્યા કરે ? તેને કરોળિઆની હકિકત શરૂ કરીને વાઘ—સિંહની વાત કહેવામાં આવે, તથા મધુમક્ષિકાની વાત લખતી વખતે બાબા આદમની વાત સંભળાવી દે ! યદિ ઉત્તમ ભાષાનું એજ લક્ષણ હોય તો નિઃસંદેહ કુરાન અદ્વિતિય ગણાય કે તેના જેવું પુસ્તક હજુ સુધી બીજુ બનવા પામ્યું નથી ! તથા કોઈ બુદ્ધિમાન હવે પછી એવું બનાવી પણ શકવાનો નથી ! ઉત્તમ ભાષાના ઉપર પ્રમાણેના અર્થ પ્રમાણે તો મેકોલે, ગ્લેરડન, પિટ જેવા યોગ્ય વક્તૃતા કરનારા નિતાન્ત મૂર્ખ ગણી શકાય ! યદિ સદ્ભાષાની કોઈ બીજી સંજ્ઞા હોય તો ( જો કે વાસ્તવમાં બીજીજ સંજ્ઞા છે ) મારી મતિ અનુસાર તો કુરાનનુ પદ સદ્‌ક્તાના નીચેના ભાગમાં રાખવું જોઇએ, કે જેથી તેને વાંચીને કોઈ મનુષ્ય સદ્‌ક્તા બનવાની ચેષ્ટા કરી શકે નહિ. મને માલુમ પડતું નથી કે ખુદાએ એકની એક વાત શામાટે બેવડાવવા જબરાઇલને પરિશ્રમ આપ્યો ? કેવલ એમ કહી દેવું ઉચિત હતું કે બાબા આદમની વાતને વીસવાર, ઇબરાહીમની વાતને પંદરવાર, સ્વર્ગની વાતોને એંસીવાર લખી લો. એટલે બસ પત્યું ! ભાઇઓ ! મારી બુદ્ધિ એ વાતનો

કદાપિ અંગિકાર નથી કરતી કે કુરાન ઈશ્વરી પુસ્તક હોય?

સી. ૧ સૂ. બકર આ. ૨૩

(૧૧૫) કુરાનની એ શિક્ષા છે કે તું લોકોને એવી વાત સંભળાવી દે કે કુરાન ખુદાની તરફથી ન હોત તો તેની વાતોમાં ભેદ નજરે પડત.

મહાશયગણ! "કુન" ની વાત કહેવી છતાં પાછી પૃથ્વી તથા આકાશને બનાવતાં છ દિવસ બતાવવા, માબાપના સંયોગથી મનુષ્ય ઉત્પત્તિ થવા છતાં આદમને માબાપ સિવાય ઉત્પન્ન થયેલો બતાવવો, અને ઈસુને તો બાપ સિવાય ઉત્પન્ન થયેલો બતાવવો, તેમ છતાં "ખુદાનો નિયમ બદલાતો નથી" (લા તબદીલા લે કલ્મતિલ્લા) એવી વાતો કરવી. વળી લાકડીઓના સાપ બનાવવા, પત્થરનું ઉંટ બનાવવું, અને ખુદા મક્કાર, ફરેબી હોવો લખવું આદિ વાતો કેવી એક બીજાની વિરૂદ્ધ છે? નિદાન કુરાન એક મનુષ્યકૃત પુસ્તક છે. 'ખુદા' તથા "વહી" નું નામ નકામું બદનામ કરે છે. સત્ય છે કે "ઈસ ઘર કો આગ લગગઈ, ઘર કે ચિરાગસે."

સી. ૫. સૂ. નંસોય-આ. ૮૨.

(૧૧૬) કુરાનની એ શિક્ષા છે કે આ વહી લોકોને માટે ઉપદેશ છે. હું પૂછુછું કે ખુદાનાં વાક્યો તથા વહી જને લોકોના ઉપદેશને માટે છે, પરંતુ તેમાંના રહસ્યનું શું તાત્પર્ય? આજ સુધી મોટા મોટા ભાષ્યકારો તથા વકતા એટલુંજ નહિ પણ રસુલ, ખુદાના અસહાબ (બંધુ) પણ પ્રયત્ન કરી ચૂકયા. પરંતુ કુરાનનો આશય કોઈની બુદ્ધિમાં આવ્યો નહિ! અન્તમાં બધાને કહેવું પડયું કે આ એક ભેદ છે, તે તો ખુદાજ જાણી શકે! ભલા ઉપદેશ તો મનુષ્યોને માટે, પણ ભેદ કોને માટે? લખે મૂસા, ભણે ખુદા! તેની માફક કેટલીય આયાતો એવી છે કે આપ વ્યાખ્યા (તફસીર) તથા મહમુદ સાહેબનાં વચન (હદીસ) લઈને ન બેસો, ત્યાં સુધી ગમે

તેટલો પ્રયાસ કરો તોપણ સમજમાં આવશે નહિ ! શું ત્હેં ના જોયું કે ખુદાએ હાથીવાળાઓ સાથે શું કર્યું ? (અલમ્‌તાઃ કૈફાફઅલા રબ્બોકાબઅસહા બિલફલ સીપારા ૩૦ સૂરતુબિલફીલ) તારા બુજર્ગોના કસમ છે કે આ મનુષ્ય દુર્દશામાં છે ( ઈન્શાને અકલુમલ અબતર સી. ૩૦ ) ઈત્યાદિ સહસ્રો આયાતો છે. હદિસ ( મહમુદનાં વચનને ) ને અલગ રાખો, તફસીર ( વ્યાખ્યા ) ને દૂર રાખો અને કોઈ મનુષ્ય બતાવો કે "અસહાબરીલ ઔર અબ" શું મારી અનુમતિમાં ભેદ છે કે ઈશ્વરકૃત પુસ્તકના વિષયો સમજવા મનુષ્ય કૃત પુસ્તકોની આવશ્યક્તા પડે ? જો તેમ હોય તો તે પુસ્તક પૂર્ણ રૂપથી ઈશ્વરકૃત કહેવાય નહિ.

સી. ૧૧ સૂ. યૂનુસ આ. ૫૭

વાત લંબાઇ જાય છે, માટે મુસલમાની મત છોડવાના કારણમાં આટલી વાત કહીને હું હવે બંધ કરૂંછું. વિશેષમાં એ કે વેદોક્ત ધર્મમાં મને એવી કઈ સુંદર ભલાઇ માલુમ પડી ? આ કથનને માટે એક પૃથક્ વ્યાખ્યાનની આવશ્યક્તા છે. અહીં કેવળ એટલુંજ કહેવું ઉચિત છે, કે વેદોક્ત ધર્મ કુરાની ખુદા તથા સેતાનના ઝગડા, બાબા આદમ તથા હવાની વાતો, સુંદર સ્વર્ગ તથા બિહામણું નરક, તોબાહ, તેમજ તગફફાર, શફઅત, હશ્રનશ્ર હિસાબ, કિતાબ, ત્રાજવાં, ફિરસ્તાઃ માંસાહાર પશુવધ, પત્થરોને ચૂમવું, મકાનની ચારે તરફ ફરવું, દિવસે ભૂખ્યા રહેવું અને રાતમાં નિયમ વિરૂદ્ધ ખાવું, ખુદાની પૂજા ( ઈબાદત ) માં હાથ, પગ, હલાવવાં, ઉઠવું, બેસવું, સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરવો, મિથ્યા વાતોને નહિ માનનાર પરંતુ ઉચ્ચ જીવન વ્યતિત કરનારને કાફર કહેવા, તેમને હલકા ગણવા, તેમની સાથે લડવું, તેમને લૂટવા, બંદીવાન કરવા આદિ મિથ્યા વાતોથી રહિત છે. કદાચિત્ કોઈ મનુષ્ય અહીં પુનર્જન્મ તથા નિયોગનો વિષય સમ્મિલિત કરે તો હું પુનર્જન્મને ન્યાયનું મૂળ તથા નિયોગને વ્યભિચારને નિર્મૂળ કરનાર સમજાશું. યદિ પુરુષ તથા સ્ત્રી પૂર્ણ

બ્રહ્મચર્ય પાળીને પોતાને નિયોગના અધિકારી બનાવી શકે તો સંસારમાં વ્યભિચારનો તેનાં ઘૃણિત તથા ભયાનક પરિણામો સહિત લોપ થઈ જાય. નિઃસંદેહ નિયોગ તે સમયનું સ્મારક છે, કે સ્ત્રીને ખેતી, ગુલામ, તથા મિલકત સમજવાને ઠેકાણે અર્ધાંગ્ના સમજી જતી હતી, અને પુરૂષ તથા સ્ત્રીનો સંબંધ ( લગ્ન સંબંધ ) ભોગની તૃપ્તિ માટે સમજાતો નહતો. પરંતુ શોક છે, કે મનુષ્ય જેટલો વિષય ભોગને વશીભૂત થતો ગયો તેટલા સ્ત્રી જાતિના અધિકાર ન્યૂન થતા ગયા. તે એટલે સુધી કે આજકાલ સ્ત્રીઓની પ્રતિષ્ઠા બહુધા મનુષ્યોમાં ગાય ભેંસ, બકરીની સમાન રહી ગઇ. પુરુષ ધારે ત્યારે સ્ત્રીને એક પશુ માફક ઘરમાંથી બહાર કાઢી મૂકે ! તથા બીજા પશુની માફક ખરિદી શકે ! એવા લોકોની સન્મુખ યદિ હું વિષયભોગની અંધેરિયોથી પડેલી માટીનાં રોડાં હટાવીને સ્ત્રી તથા પુરુષના પરસ્પર સંબંધના નિમિત્તકારણનું સ્પષ્ટ રૂપથી વર્ણન કરીને નિયોગ વિષય બતાવીશ તોપણ તમે બૂમો પાડી ઉઠશો કે વ્યભિચાર ! વ્યભિચાર !! વ્યભિચાર !!! નિઃસંદેહ તે દેશ તથા તે જાતિના પુરુષ તથા સ્ત્રી કે જે બ્રહ્મચર્યનું નામ પણ ના જાણતાં હોય, કે જેને માટે વર્ષો સુધી પૂર્ણ બ્રહ્મચારી તથા બ્રહ્મચારિણી રહીને વિદ્યોપાર્જન કરતા છતાં સઘળા વિષય ભોગ છોડી દઇને ઇન્દ્રિયોને વશમાં કરવી અને કેવળ વંશ રક્ષાને માટેજ પરસ્પર વિશેષ સંબંધ કરવો અસંભવ થઈ પડયું હોય, તે કદાચ નિયોગને વ્યભિચાર કહે તે તો ઠીક છે. પરંતુ એથી એવું પરિણામ નીકળી શકે નહિ, કે એ વિષયમાં કોઈ સોસાયટીની પતિત દશા હોવાના કારણથી નિયોગના સિદ્ધાંતનો પ્રચાર ન થઈ શકે ? તેથી એ સિદ્ધાંત અશુદ્ધ થઈ શકતો નથી. કદાચ કોઈ સોસાયટી કોઇ ઉચ્ચ વા પવિત્ર સિદ્ધાંત નિર્બલતા વા મૂર્ખતાના કારણથી ભૂલી જાય છે. પરંતુ સમય આવતાંની સાથે વિશેષ સાધનો ઉત્પન્ન થવાથી તે નિર્બલતા તથા મૂર્ખતા દૂર થઈ જાય એટલે તે સિદ્ધાંત પ્રથમની માફક પ્રકાશમાન થઇ જાય છે. જેમ

આર્યાવર્તનો લાખો વર્ષોથી પત્થર નીચે છૂપાઇ ગયેલો વિદ્યાનો સૂર્ય, કે જેને બાલ બ્રહ્મચારી સ્વામી દયાનંદ સરસ્વતીજીએ સ્વાર્થી લોકોના હાથોમાં બંદીવાન બનેલા વેદોમાંથી શોભાની સાથે પ્રગટ કર્યો કે જેનાં કિરણોથી આર્યાવર્ત નિવાસીજ નહિ કિંતુ સહસ્રો માઇલ દૂર વસતા અમેરિકાવાસી પણ ચકિત થઇ ગયા. એ પ્રકાશથી પત્થર એ ખરા રૂપમાં પત્થર ભાસવા લાગો, તથા સહસ્રો મનુષ્યો મ્હોંમાંથી હડીઓ ફેંકી દઇને–કુરતા છોડી દઇને બહાર નીકળી આવ્યા. તેજ પ્રકાશે નિયોગના પવિત્ર સિદ્ધાંતનો પ્રકાશ કર્યો, કે જેને માટે આજકાલ ચારે તરફ કેટલાક હિંદુ, મુસલામન, સિખભાઇઓ એવા શબ્દો ઉચ્ચારે છે, કે ખરેખર તે શબ્દો હાલમાં થતાં લગ્નો ઉપર બરાબર બંધ બેસતા છે! કારણ કે જે પુરુષ અને સ્રી પૂર્ણ બ્રહ્મચારી નહિ રહેતાં ઇન્દ્રિયોને દમન કરી શકતાં નથી, તે હાલની પ્રથાનુસાર લગ્ન કરી શકે છે; પરંતુ તેવાં સ્રી પુરુષો નિયોગ કરી શકે નહિ, યદિ કરે તો તે મહાન પાપના ભાગી બને છે. કેમકે નિયોગ એ એવો પવિત્ર સિદ્ધાંત છે, કે જેના નિયમોનું પાલન કરવું એ સાધારણ મનુષ્યનું કાર્ય નથી.

અન્તમાં મારી અન્તઃકરણથી પ્રાર્થના છે કે પક્ષપાત તથા હઠધર્મીનો પડદો ચીરીને સત્ય વાતોનો નિર્ણય કરવાનો સ્વભાવ સર્વત્રમાં ઉત્પન્ન થાઓ, અને જે ખરાબ સિદ્ધાંતો છે, તેને છોડી દઇને સારાં સિદ્ધાંતોનો સ્વિકાર કરવાનું સામર્થ્ય મારા હિંદુ, મુસલમાન, સિખ, ઇસાઈ આદિ સર્વ ભાઇઓને પ્રાપ્ત થાઓ. તથાસ્તુ **ओ३म् शान्तिः शान्तिः शान्तिः ।**

—o*o—

ओ३म्

# વૈદિક ધર્મના મુખ્ય સિદ્ધાંતો.

કુરાની શિક્ષાનું ઉપર પ્રમાણે વિવેચન આપ્યા બાદ વૈદિક ધર્મના કેટલાક મુખ્ય સિદ્ધાંતો આપવાનું અમને ઉચિત લાગ્યું, કારણકે અમારા સુજ્ઞ પાઠકો તે ઉપરથી તુલના કરી શકે.

**यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः ॥**
**ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वाय चारणाय ॥**
**॥ यजु० अ० २६ । २ ॥**

પરમેશ્વર કહે છે કે—જેમ હું સર્વ મનુષ્યોને માટે આ સંસારના અને મુક્તિના સુખને આપનારી ઋગ્વેદાદિ ચાર વેદોની વાણીનો ઉપદેશ કરૂં છું. તેમ તમે પણ કર્યા કરો. મારી આ વેદવાણી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રાદિ સર્વને માટે છે. માટે સર્વ મનુષ્યોએ વેદ ભણી ભણાવીને વિજ્ઞાન વધારીને સારી વાતનું ગ્રહણ અને ખરાબ વાતનો ત્યાગ કરીને આનંદ પ્રાપ્ત કરવો.

૧ સર્વ સત્ય વિદ્યા તથા વિદ્યાથી જે પદાર્થ જાણ્યા જાય છે, તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી દયાળુ, અનન્ત, અજર, અમર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વશક્તિમાન, અભય, નિત્ય, પવિત્ર, તથા સૃષ્ટિકર્તા છે. તેની ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સત્ય વિદ્યાનું પુસ્તક છે, અને તે સૃષ્ટિની આદિમાં ઉત્પન્ન થયા છે.

૪ ઇશ્વર અવતાર ધારણ કરતો નથી.

૫ ઇશ્વર જેટલી કોઈ અન્ય વસ્તુ પૂજનીય નથી.

૬ ઇશ્વર, જીવ, પ્રકૃતિ (કારણ) અનાદિ છે, અને તે ભિન્ન ભિન્ન છે.

૭ ઇશ્વર, જીવ ચેતન અને પ્રકૃતિ જડ છે.

૮ ઇશ્વર એક છે, કિંતુ જીવ અનેક છે.

૯ ઇશ્વર સર્વજ્ઞ અને જીવ અલ્પજ્ઞ છે.

૧૦ જીવ કામ કરવામાં સ્વતંત્ર અને ફળ ભોગવવામાં ઇશ્વરને આધિન છે.

૧૧ આવાગમનનો ક્રમ અનાદિ છે; જીવ પોતાના કર્માનુસાર ભિન્ન ભિન્ન યોનીઓમાં જન્મ લે છે.

૧૨ ગુણ કર્માનુસાર જાતિઓ (ચાર) છે, નહિ કે જન્મથી.

૧૩ સૃષ્ટિ પ્રવાહથી અનાદિ છે.

૧૪ જે શ્રેષ્ટ સ્વભાવ, ધર્માત્મા, પરોપકારી, સત્ય વિશ્વાસાદિ ગુણયુક્ત હોય તે આર્ય કહેવાય છે, તેથી ઉલટા ગુણકર્મવાળા અનાર્ય કહેવાય છે.

૧૫ ગૃહસ્થ આશ્રમમાં પ્રવેશ કર્યા પછી પણ બ્રહ્મચર્ય વ્રત પાળવું. અર્થાત્ ઋતુગામી બનવું.

૧૬ ગુણકર્મ અનુસાર લગ્ન કરવું.

૧૭ ધાર્મિક કાર્યોમાં સ્ત્રી પુરુષના સમાન અધિકારોનો ખ્યાલ કરવો અને સ્ત્રીને અર્ધાંગના સમજીને તેનો સત્કાર કરવો.

૧૭ પોતાની સ્ત્રીથી અન્ય સ્ત્રીઓને માતા અથવા બહેનની માફક ગણવી.

૧૮ માંસ વા માદક દ્રવ્યોની ધૃણા કરવી તથા તેનાથી સદંતર દૂર રહેવું

૧૯ પાંચ યમ ( અહિંસા, સત, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ ) અને પાંચ નિયમ (શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન)નું સેવન કરવું.

૨૦ સંસારના તમામ મનુષ્યોની સાથે મિત્રતાયુક્ત વર્તાવ રાખવો.

**धृतिःक्षमादमोस्तेयं शौचमिन्द्रिय निग्रहः ।**

**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥ मनु ॥**

૨૧ ધૈર્ય, ક્ષમા, મન ઉપર અંકુશ, ચોરીથી દૂર રહેવું, શારિરિક તથા માનસિક પવિત્રતા, તમામ ઇન્દ્રિયોને વશમાં રાખવી, બુદ્ધિ પવિત્ર રાખવી, વિદ્યા પ્રાપ્ત કરવી, સત્યતાનું પાલન કરવું, અને ક્રોધને નિર્મૂળ કરવો એ ધર્મનાં દશ લક્ષણો કહેવાય છે. **इतिशम्.**

# મનુષ્ય જીવનનો સમય વિભાગ.

મનુષ્યો ખરેખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે એટલા માટે ઋષિમુનિ-ઓએ નીચે પ્રમાણેના સોળ પ્રકારના સંસ્કારોનું વિધાન બતાવ્યું છે.

૧ ગર્ભાધાન—શ્રેષ્ઠ સંતાનોત્પત્તિ ઉત્પન્ન કરવાને માટે આ સંસ્કાર કરવામાં આવે છે. ગર્ભાધાનનો સમય રજોદર્શનના દિવસથી ૧૬ દિવસ સુધીનો છે. તેમાં પ્રથમ ચાર રાત્રી તથા પર્વરાત્રી ત્યાજ્ય છે.

૨ પુંસવન—ગર્ભ રહ્યા પછી બીજે કે ત્રીજે મહિને ગર્ભની રક્ષાને માટે આ સંસ્કાર કરવામાં આવે છે. આમાં સ્ત્રી પુરુષ એવી પ્રતિજ્ઞા કરે છે કે હવે અમે એવું કોઇ કાર્ય નહિ કરીએ કે જેથી ગર્ભને હાનિ પહોંચે.

૩ સીમન્તોનયન—આ સંસ્કાર ચોથે માસ તથા છઠ્ઠે માસે બાળકની માનસિક શક્તિની વૃદ્ધિ અર્થે કરવામાં આવે છે.

૪ જાતકર્મ—આ સંસ્કાર બાળકના જન્મ વખતે કરવામાં આવે છે. બાળકની જીભ ઉપર મધથી **ओ३म्** લખવામાં આવે છે.

૫ નામકરણ—જન્મથી ૧૧ વા ૧૦૧ દિવસમાં આ સંસ્કાર કરવામાં આવે છે. તેમાં તેનું ઉચિત તથા સાર્થક નામ રાખવામાં આવે છે.

૬ નિષ્ક્રમણ—જન્મથી ચોથા મહિને બાળકની જન્મતિથિના દિવસે આ સંસ્કાર કરવામાં આવે છે. આ દિવસથી બાળકને બહારના સુગંધિત વાયુમાં ભ્રમણ માટે લઇ જવાની શરૂઆત કરાવાય છે.

૭ અન્નપ્રાશન—જન્મથી આઠમે મહીને બાળકને અન્ન ખવડાવવાની શરૂઆત આ સંસ્કારથી કરવામાં આવે છે.

૮ ચૂડાકર્મ—જન્મથી એક વા ત્રણ વર્ષે બાળકના કેશ ઉતરાવવાનો આ સંસ્કાર છે.

૯ કર્ણવેધ—કેટલાક રોગો થતા અટકાવવાને માટે આ કર્ણને વિંધવાનો સંસ્કાર ત્રીજે વા પાંચમે વર્ષે કરવામાં આવે છે.

૧૦ ઉપનયન—જન્મથી સાતમે વર્ષે બાળકને યજ્ઞોપવીત આપીને વિદ્યા ભણવાને માટે લાયક—તૈયાર કરવામાં આવે છે.

૧૧ વેદારંભ–ઉપનયનને દિવસે વા તેનાથી એક વર્ષની અંદર ગુરુકુળમાં વેદોના અધ્યયન કરવાનો આ સંસ્કાર છે.

૧૨–સમાવર્તન બ્રહ્મચર્યની સમાપ્તિ બાદ વેદાદિ શાસ્ત્રોના અભ્યાસ પછી બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમમાં પ્રવિષ્ઠ થાય છે, ત્યારે આ સંસ્કાર કરવામાં આવે છે.

૧૩ વિવાહ સંસ્કાર–ઓછામાં ઓછી પુત્રી ૧૬ વર્ષ અને પુત્ર ૨૫ વર્ષ પશ્ચાત ગુણ કર્માનુસાર આ સંસ્કાર કરવામાં આવે છે.

૧૪ વાનપ્રસ્થ–૫૦ વર્ષ પછી ઘરમાં પાત્રને જોયા બાદ સંસારની માયામાં ફસાઈ રહેવું ઉચિત નથી. તે સમયે વાનપ્રસ્થની તૈયારીને માટે આ સંસ્કાર કરે છે.

૧૫–સંન્યસ્થ વાનપ્રસ્થમાં ઇન્દ્રિયોને કાબુમાં લીધા પછી સર્વ પ્રકારની વાસનાઓને છોડી દઈને કેવળ પરોપકારને માટે આ આશ્રમમાં પ્રવેશ કરવાને માટે સંસ્કાર કરવામાં આવે છે.

૧૬ અંત્યેષ્ટિ મરણબાદ મૃતક શરીરને સુગંધિત દ્રવ્યોથી અગ્નિદાહ દેવો તે આ સંસ્કાર છે. આના પછી કોઈ સંસ્કાર બાકી રહેતો નથી.

---